લાલપુરિ પાઉ ધારા સૂરિમંત્ર કીય જાપ,
સુર પરતિખ હુઆ વાધિઉ અધિક પ્રતાપ. ૪૩

સોની વરજાગુ જીવઉ જયત સુવિચાર,
ખંભનયર નિવાસી પદ ઉચ્છવ વિસ્તાર;
આચારિજ થાપ્યા આણુંદવિમલસૂરિંદ,
સત પન્નર આગાસ ઋષિ (૧૫૭૦) માન હુઆ મુણિંદ. ૪૪

વર વિબુધ હર્ષકુલ કરિ સત અર્થ વિચાર,
સુલતાન સનાખત વાલ્યા સહસ અઢાર;
ઇમિ ગચ્છપતિ કેરા કેતા કહું અવદાત,
જે દેસ વિદેસિ નર નરપતિ વિખ્યાત. ૪૫

શ્રી તપગછવછલ વિસલિનયરિ પહુત,
પાટિ સૌભાગ્યહર્ખસૂરિ થાપ્યા હરખ બહુલ;
પટુચા (પટવા) ભીમ રૂપા દેવદત્ત કવિરાજ,
શ્રીપતિ વિત વેચઈ કિરિય પદઉછવ કાજ. ૪૬

ખંભનયર નિરુપમ સાહ સોમસીહ ઉદાર,
અતિ ઉછવ કરીનિ આપઇ તપગછ ભાર;
વીજાપુરિ પુહતા ઉવજઝાયપદ તિહિ કીધ,
શ્રી સોમવિમલનઇ તે જગિ જગિ જસ લીધ. ૪૭

વલી કીધ પ્રતિષ્ઠા ઈડરનયર મઝારિ,
વિત વેચિ નવ લખ આસરાજ ભાઈ ચ્યાર;
જિનસાસન વાધિઉ મહિમા મેરુ સમાન,
પાટિ સોમવિમલસૂરિ થાપઇ મહિમનિધાન. ૪૮

શ્રીસકલહર્ષસૂરિ આચારિજપદ દીધ,
દોઈ ઉવજઝાયપદ કીધાં ઇણિ જગિ બહુ જસ લીધ;
ગચ્છપતિ આચારિય જીવુ કોડિ વરીસ,
ઇમ ચતુર્વિધ શ્રીસંઘ દિ અનુદિન આસીસ. ૪૯

## કલસ

ઇણિપરિ ઇણિપરિ પટ્ટપરંપરા એ, જે ભણુઈ જે ભણુઈ ઉગતિ ભાણુ કિ;
તે નર રાજરમા વરિ એ, શ્રી સોમ સોમવિમલસૂરિ વાણિ. ૫૦

ઇણિપરિ પટ્ટપરંપરા જે ગાઇસિ ગુણુ આગલી,
તેહ ટલી આપદ મિલઈ સંપદ ઋદ્ધિવૃદ્ધિ લહઈ વલી;
સંવત સોલ બિડોત્તરિ એ રચી પટ્ટપરંપરા,
વર જેઠ માસિ મન ઉલ્લાસિં તેરસિં રસિ સુખકરા. ૫૧

॥ પુષ્પિકા ॥

ઇતિ શ્રી મહાવીર તીર્થેશ્વર શિષ્ય પંચમ ગણધર શ્રી સુધર્માસ્વામી પ્રમુખ ગચ્છનાયક પટ્ટાવલી સ્વાધ્યાયઃ ॥ શ્રીસ્તુ તપાગચ્છેશ શ્રી વિશાલસોમસૂરિમંડિત મંડલી સિરોમણિ પં० શ્રી જયસુંદરશિષ્ય જ્ઞાનસુંદર લખિતં ॥ મુ० કીર્તિસુંદરપઠનાર્થં સંવત ૧૭૦૦ વર્ષે કાર્તિક વદિ ૫ દિને શ્રીરસ્તુ શુભં ભવતુ ॥

श्रीमुनिरत्नसूरिशिष्यविरचिता

# श्रीआगमगच्छ–पट्टावली

धन्यं दृष्टियुगं दिनं च सफलं प्रागादियं दुःषमा,
चित्ते प्रोल्लसितः प्रवोधदिवसः ध्वस्तं तमोमंडलम् ।
प्राप्तः कल्पतरुर्गृहे सुरगवी चिंतामणिः स्वे करे,
यद्दृष्टं गुरुराजवक्त्रकमलं संपूर्णचंद्रोपमम् ॥१॥

श्रीमद्वीरजिनात्सुधर्मगणभृत् तस्माच्च जंबूस्ततः,
संख्यातेषु गतेषु सूरिषु भुवि "श्रीवज्रशाखा"ऽभवत् ।
तस्यां 'चन्द्रकुलं" मुनीन्द्रविपुलं तस्मिंश्च "सैद्धान्तिकाः",
स श्रीशीलगणाऽधिपप्रभृतयः कुर्व्वन्तु वो मंगलम् ॥२॥

श्रीमान् शीलगणाधिपः प्रथमकः श्रीदेवभद्रप्रभु–
र्धर्मोद्धारधुरीणतां विधृतवान् श्रीधर्मघोषस्तथा ।
भद्रं श्रीयशसः पुरो गणधरं सर्व्वादिरानन्दकः,
पूज्यास्तेऽभयदेवसूरिगुरवः कुर्व्वन्तु वो मंगलम् ॥३॥

श्रीसिद्धांतविचारसारमतयः श्रीवज्रसेनाभिधाः,
श्रीमन्तो जिनचंद्रसूरिगुरवः श्रीहेमसिंहस्ततः ।
श्रीरत्नाकरसूरयो विनयसिंहाख्याः श्रताऽलंकृता,
रम्यानर्घ्यगुणा गुणादिकसमुद्राश्च प्रसीदंतु मे ॥४॥

श्रीमन्तोऽभयसिंहसूरिगुरवो बोधिप्रदा भाविनां,
विद्यानंदितचित्तसोमतिलकः सूरीश्वरो वादिराट् ।
सूरिर्भूरिगुणोदयो विजयवान् श्रीसोमचंद्रस्तथा,
तस्मात् श्रीगुणरत्नसूरिगुरवः कुर्व्वन्तु वो मंगलम् ॥५॥

श्रीमत्संयमपालनैकनिरतः सद्ध्यानविद्याधरः,
श्रीजैनस्मरणेन पापविरतः सिद्धांतशुद्धांतरः ।

श्रीजातश्रुतिखंडनप्रवणधीसारोदयः श्रीयुतो,
नित्यं श्रीमुनिसिंहसूरिसुगुरुः सौख्यावलीं मे क्रियात् ॥६॥
विद्याभिश्च जयंतु सव(संघ ?)सहिता यत्पादपद्मद्वयं,
सेवन्ते नितरां स संयमधरैः आ(ख्या)ताऽवदाता मताः ।
ते नदन्तु जयन्तु संघसहिता नित्यं लसद्दर्शना,
मांगल्यं मम सूरयो वितनुत श्रीशीलरत्नाभिधाः ॥७॥
तत्पादांबुजयुग्मपांशुविलसत्पीयूषपानान्विताः,
श्रीसंघेन समं समुद्रवसनापीठे विरंसं प्रहं ( ? ) ।
श्रीमन्तो वितरन्तु सौख्यमनिशं सिद्धांतपारंगमा,
आनंदप्रभसूरयः सुगुरवः कुर्वन्तु वो मंगलम् ॥८॥
सालंकारवचःसुधारसलसद्धाराधर(राः) प्रीणतः,
प्रत्येकाऽऽस्तिकचातका सुविहिता विज्ञाततत्त्वश्रियः ।
गंभीरा जलराशिवद्विजयिनः श्रीमण्यपुण्योदया,
नित्यं श्रीमुनिरत्नसूरिगुरवः कुर्व्वन्तु वो मंगलम् ॥९॥
॥ इति गुरुकाव्यानि ॥ ॥छ॥

श्री मुनिरत्नसूरिशिष्य विरचित

## श्रीઆગમગચ્છ—પટ્ટાવલી

સિરિ સયલ સુરાસુર વિહિય સેવ, સિરિ વીર જિણેસર નમઉં દેવ;
તસ પટ્ટોધર ગણધર સોહમ્મ, જિણિ લીલાં નિદલીય અટ્ઠ કમ્મ. ૧
તસ પાટિ પસિદ્ધો જંબુસામિ, કેવલિ સિઉં પુહતા સિદ્ધિઠામિ;
ઇણિ અનુક્રમિ હુઆ વયરસામિ, મનવંછીય સીઝઈ જહ નામિ. ૨
તસ સીસ વયર હઊઉ સમય પાર, સપસિદ્ધ વિસદઉ ગુણિ અપાર;
સોપારઈ પાટણિ "ગચ્છ"ચ્યારિ, તીણઈ થાપ્યા પુણ્યતણઈ પ્રકારિ. ૩
તિહાં ચંદ્રગચ્છિ ગુરુ જુગપહાણ, સિરિ શીલગુણાભિધ ગુણનિહાણ;
તેણઇં પાટિ મહોદય દેવભદ્દ, સૂરિસર નિહિણીય મોહનિદ્દ ૪
તસિ પાટિ ભવિયણ રદીય આણંદ, સિરિ ધમ્મઘોષસૂરિ સુખનિ

જસભદ્દસૂરિ તસ પાટિ જાણી, શુભ ભાવઇં નિમ્મલ હીય આણિ ૫
સૂરિ સવ્વાણંદ મુણીંદસાર, સંસાર તારણ દેસણ વિચાર;
તઓ અભયદેવસૂરિ સુદ્ધભાવ, જિણસાસણિ પયડીય કરી પભાવ. ૬
જે સંઘભાર ઉદ્ધર સમત્થ, જિણિઇં વિવરીયાં સમયતણાં મહત્થ;
જિણઈં જિતીય મોહમહિંદસેન, વાંદૂ તે સહિ ગુરુ વયરસેન. ૭
જેહે કોહ મહાભડ માણ મગન, જસ ચિંતિ દયારસમયિ લગન;
જિણઈં કીધાં વાદીય વાદ દૂરિ, વાંદૂ તે સિરિ જિણિચંદસૂરિ. ૮
સિરિ હેમસિંહસૂરિ હેમકાય, જગિ સિરિ રયણાયર સૂરિરાય;
સિરિ વિનયસિંહસૂરિ વિનયજુત્ત, ગુણસમુદ્રસૂરિ ગુરુ ગુણિહિં પત્ત.
સિરિ અભયસિંહસૂરિ અભયદાન, દીધું જે મહીયલિ લહીય માન;
માનવગણિ સેવા કરીય ભાવ, જસ નામઇં નાસઈ સવ્વ પાવ. ૧૦
તેહે ગુરુપટ્ટિ થાપ્યા પરમબુદ્ધિ, સિરિ સોમતિલકસૂરિ જગપસિદ્ધિ;
જિણઇ વયણ વિલાસઇં બાલકાલિ, મિથ્યાતી બુઝવ્યા ઇણિ કાલિ ૧૧
તસુ પટ્ટોદય ગિરિવર દિણંદ, જસ પાય નમઇં નિતુ નિતુ મુણિંદ;
દહ દિસિ ધવલણ જસ ધવલચંદ, પણમું સૂરિસર સોમચંદ. ૧૨.
તઓ સહિ ગુરુ થાપ્યા સૂરિ સાર, જાણી ગુણમંડણ રયણસાર;
મનપુરી આનંદિ નીર પૂરિ, પણમઉં તે સિરિ ગુણરયણસૂરિ. ૧૩
સિરિ પટ્ટિ પયઠીય ગુરુવયંસ, ભવિયણ-મણ-પંકજ રાજહંસ;
ઝીલ્યા જે ઉપશમ વયણ પૂરિ, વાંદઉ તે સિર મુનિસિંહસૂરિ. ૧૪
"વિધિગચ્છહ" મંડણ રયણસાર, જસ નિવસઈ સરસએ મુખિ અપાર;
ભવિયણ પણમઈં જનિત વિહાણ, સિરિસીયલરયણસૂરિગુરુપહાણ.૧૫
તસ્સ પટ્ટિ ધુરંધર સુગુરુરાય, જસ પણમઇં ભવિયણ કરીય ભાવ;
મહી મંડલિ વિહિરઈં ધમ્મ દંતિ, સિરિ આણંદપ્રભસૂરિ
વિરજઈ અંતિ. ૧૬
તઓ "આગમ" ગણધર સ+ સીહ, નિતુ નવરસ વરસઇં એ સરસ જીહ;
સુગુરુ તદઉ ભવીયણ હરખ પૂરિ, જયવંતી શ્રી મુનિરત્નસૂરિ. ૧૭

॥ ઇતિ આગમપક્ષગુર્વાવલી સમાપ્તા ॥
ઉપા૦ શ્રી મુનિસાગરેણ શ્રા૦ માની યોગ્ય, પુસ્તિકા
પઠનાર્થં લિખાપ્ય દત્તા ॥ છ ॥

# अथ गुरुस्तुतिः।

सो देसो जत्थ तुम्हं, ते दीहा जेहिं दिससे निच्चं।
नयणा ते सुकयत्था, जे तुम्ह मुहं पलोयंति ॥१॥
जत्थ न दीसंति गुरु, सुप्पभाए उट्टिएहि सप्पसन्ना।
तत्थ कथं जाणिज्जइ, जिणवयणं अमीयसारिच्छं ॥२॥
जइवि तम्हं परदेसे, अंतरोया वहुविहेहिं रक्खेहिं।
तह वि तुम्हं समरिज्जसि, जं सरवरं रायहंसेहिं ॥३॥
जिं सुरइं सरइ वच्छो, वसंतमासंमि कोइला सुरइ।
विंझं सुरइ गयंदो, अम्हाण मणं तुम्हं सरइ ॥४॥
जिम पाय(उ)सम्मिं मोरा, दिणयरउदयंम्मि कमलवणसंढं।
विहसन्ति जेमंतच्चिय, तुहम्मे दंसण तुम्ह हं ॥५॥
धन्ना ते गामागर—नगरासणपट्टणायणो ठाणा।
विहरन्ति जत्थ गुरुणो, सुविहियमग्गं पयासंता ॥६॥
शीतकाले यथा दीनो, प्रार्थयति दिवाकरम्।
उदयंतं निरीक्ष्यंते, तथाऽहं तव दर्शनम् ॥७॥
अज्ञानतिमिरान्धानां, ज्ञानाञ्जनशलाकया।
नेत्रमुन्मीलितं येन, तस्मै श्रीगुरवे नमः ॥८॥

બહૂયાં બહૂયાં દિવસડાં, જુ મઇ સુગુરૂ દિઠ્ઠું;
લોચન બે વિકસી રહ્યાં, હીયડઇ અમીય પઇટ્ટું. ૯
વાટ જોય'તાં ગુરુતણુઈ, દિવસહ ગયા અપાર;
આજ ગૃહાંગણિ કલ્પતરુ, ભેટ્યા અમ્હ ગુરુ સાર. ૧૦

ઇતિ ગુરુસ્તુતિઃ

શ્રીય આદિજિણુંદહ શાંતિનાથ, નેમિ પાસ વીર વંદૂ જોડી હાથ;
એય પાંચઈ પણુગીસું ભાવ ધરી, નિત પૂજિસુ હેયા સુધિ કરી. ૧
અતીત અણુાગય વટ્ટમાણુ, જે સાસઈ અસાસઈ ય જિણુહ ઠાણુ;
સંપઇ વિહરંતા જિણુઈ વીસ, તેય સવિ જિણુ પૂરુ મણુ જગીસ. ૨

ચૌદ પૂરવ નઈ અંગહ અગ્યાર, નવ તત્ત્તિ જે સિદ્ધાંત સાર;
ચે જિણવર અણુહર સિઉંસીલી, તેય વાણીય પૂરુ મનરલી. ૩

॥ ઇતિ પંચતીર્થીસ્તુતિ: ॥ ૭ ॥ શ્રી: ॥

નોંધ—પૂર્ણિમા ગચ્છના આચાર્ય શીલગુણસૂરિ અને આચાર્ય દેવેન્દ્રસૂરિએ અંચલગચ્છ સ્વીકાર્યો. પછી તેમણે અંચલગચ્છનો ત્યાગ કરી સં૦ ૧૨૫૦માં આગમિક યાને ત્રિસ્તુતિક મત ચલાવ્યો. (જુઓ—પ્રવચન-પરીક્ષા.)

આચાર્ય રત્નાકરસૂરિ વિ. સં. ૧૪૯૪માં થયા.

આચાર્ય શીલરત્નસૂરિએ વિ. સં. ૧૫૦૭માં પ્રતિષ્ઠા કરી છે. આ સિવાય તેમણે અને આચાર્ય આદિપ્રભસૂરિએ વિ. સં. ૧૫૧૨માં પ્રતિષ્ઠિત કરેલ જિનપ્રતિમા ચાંદનવાડામાં વિદ્યમાન છે.

આચાર્ય આણંદપ્રભસૂરિ વિ. સં. ૧૫૧૨થી ૧૫૧૭.

આચાર્ય મુનિરત્નસૂરિ ૧૫૪૨.

આગમગચ્છ પટ્ટાવલી માટે જુઓ જૈન ગુર્જર કવિઓ ભાગ ૧, પૃ. ૪૧૫, ૪૫૨, ૬૧૫, ૭૦૨; ભાગ ૨, પૃ. ૨૨૨૪.

## તપોગચ્છાચાર્ય શ્રી વિજયસેનસૂરિઆજ્ઞાવર્તી
## મુનિ શ્રીવિનયસુંદરગણિવિરચિત
# શ્રીતપાગચ્છ ગુર્વાવલી–સ્વાધ્યાય

[ રચનાસંવત્–વિ. સં. ૧૬૫૦ ]

સકલ સુરાસુર સેવિત પાય, પ્રણમી વીર જિણેસર રાય;
તસ શાસન ગુરુપદ પટધરુ, જગતિઇ ગુણસ્યું સોહાકરુ. ૧
પહિલું પ્રણમું ગૌતમ સ્વામી ૧, સર્વસિધિ હુઈ જસ લીધઇ નામિ;
સુધર્મસ્વામી ૨ પંચમ ગણધાર, જંબુસ્વામિ ૩ નામિ જયકાર. ૨
પ્રભવસ્વામિ ૪ તસ પટધર નમઉ, શય્યંભવ ૫ પટધર પાંચમઉ;
યશોભદ્ર ૬, ભદ્રબાહુ ૭ મુણિંદ, થુલભદ્ર ૮ નમતાં આણંદ. ૩
તેહના શિષ્ય દોઈ પટધાર, સૂરીશ્વર ગુણમણિ ભંડાર;
આર્ય મહાગિરિ આર્ય સુહસ્તિ ૯, સંપ્રતિરાય ગુરુ ભણિ પ્રશસ્તિ. ૪
શ્રી કોટિક કાકંદક સૂરિ ૧૦, ઈંદ્રદિન્ન ૧૧ દિન્નસૂરિ ૧૨ ગુણભૂરિ;
તસ પટિ સિંહગિરિ ૧૩. શ્રીવયરસ્વામિ ૧૪, વજ્રસેન ગુરુ ૧૫
નમઉ સિર નામિ; ૫
નાગેન્દ્રાદિક કુલ હુઆં ચ્યારી, પણિ હુઓ ચંદ્રગચ્છ વિસ્તાર;
ચંદ્રસૂરિ ૧૬ ચંદ્ર જિમ નિરમલુ, સામંતભદ્રસૂરિ ૧૭ ગુણનિલઉ. ૬
દેવસૂરિ ૧૮ અભિનવ દેવસૂરિ, પ્રદ્યોતનસૂરિ ૧૯ શમસુખસૂરિ;
શાંતિસ્તવનકર સૂરિ માનદેવ ૨૦, માનતુંગસૂરિ ૨૧ કૃતસુરસેવ. ૭
વીરાચાર્યસૂરિ ૨૨ જયદેવ ૨૩, દેવાનંદસૂરિ ૨૪ પ્રણમઉં હેવ;
વિક્રમસૂરિ ૨૫ સૂરિ નરસિંહ ૨૬, સમુદ્રસૂરિ ૨૭ ખુંમાણકુલસિંહ. ૮
હરિભદ્રસૂરિ મિત્ર માનદેવ ૨૮, વિબુધપ્રભસૂરિ ૨૯ સારઉં સેવ;
જયાનંદસૂરિ ૩૦ રવિપ્રભ ૩૧ વલી, યશોદેવસૂરિ ૩૨ નમઉં મન રલી. ૯
વિમલચંદ્રસૂરિ ૩૩ સોવનસિદ્ધિ, પ્રદ્યોતનસૂરિ ૩૪ બહુત પ્રસિદ્ધિ;
સર્વદેવસૂરિ ૩૫ ગુરુ તસ પાટિ, જ્ઞાનાદિક ગુણનઈ નહીં ઘાટી. ૧૦
અર્બુદ પરિસરિ ટેલી ગામિ, શુભ મુહૂરતિ વડતરુ ઠામિ;
આઠ પટોધર ગુરુ થાપના, ટલતાં ભય ભાગા પાપના. ૧૧

વડગચ્છ નામ હૂઉં તે ભણી, આજ લગઈ તસ મહિમા ઘણી;
૩૫ શ્રી ગુરુ શ્રી દેવસૂરિ ૩૬, સર્વદેવસૂરિ ૩૭ નમઉં ગુણભૂરિ. ૧૨
યશોભદ્રસૂરિ ૩૮ શ્રી નેમિચંદ્ર ૩૯, તસ પટિ પ્રણુઉં શ્રીમુનિચંદ્ર. ૪૦;
અજિતદેવસૂરિ ૪૧ ગરિમાવંત, વાદિદેવસૂરિ ૪૨ અતિભલવંત. ૧૩
વિજયસિંહસૂરિ ૪૩ કરઉં પ્રણામ, સોમપ્રભસૂરિનઉં ૪૪ લિઉં નામ;
તાસ પાટિ ગુરુ શ્રી મણિરત્ન-સૂરિ ૪૫ સુગુરુમંડલિ સિર રત્ન. ૧૪
વહતપગચ્છ જલનિધિ ચંદ્રમા, જગચ્ચંદ્રસૂરિ ૪૬, વિમલ આતમા;
સંવત બારપંચ્યાસી (૧૨૮૫)વરસિ, તિણિ તપગચ્છ થાપિઉ મન હરસિ. ૧૫

તસ પટિ સૂરિ શ્રી દેવેંદ્ર ૪૭, વિદ્યાનંદસૂરિ ૪૮ સદા અતંદ્ર;
સુવિહિત યતિ ગુરુશ્રી ધર્મઘોષ, ધર્મકીર્તિગુરુ ૪૯ કૃતગુણપોષ. ૧૬
માલવ મંડલિ મંડપ દુર્ગિ, પૃથ્વીધર સાહ ગુરુ સંસર્ગિં;
અઠહુત્તરિ જિણહર ઉદ્ધરિ, નિજ સંપદ સુકૃતારથ કરી. ૧૭
સોમપ્રભસૂરિ ૫૦ તસ પટિ ભલઉં, સોમતિલકસૂરિ ૫૧ ગુણઅણુનિલઉ;
શ્રી દેવસુંદરસૂરિ ૫૨ મુનિરાય, જ્ઞાનસાગરસૂરિ ૫૩ પ્રણમઉં પાય. ૧૮
શ્રી સોમસુંદરસૂરિ ૫૪ તસ પટધણી, અષ્ટવિધ ગણિસંપદ જસ ઘણી;
મુનિસુંદરસૂરિ ૫૫ અતિગુણવંત, રત્નસેખરસૂરિ ૫૬ મહિમાવંત. ૧૯
શ્રી લક્ષ્મીસાગરસૂરિંદ ૫૭, સુમતિસાધુસૂરિ ૫૮ નમઉં મુણિંદ;
હેમવરણ જિમ નિરમલ કાય, શ્રીહેમવિમલસૂરિ ૫૯ નમઉં મુનિરાય. ૨૦
તસ પટિ ગુરુ મુનિજન અવતંસ, યુગપ્રધાન સમ જાસ પ્રશંસ;
આનંદવિમલસૂરિ ૬૦ આનંદકાર, દૂરિ કરિઉ જિણિ સિથિલાચાર. ૨૧
ભવ્ય જીવ પ્રતિબોધ્યા ઘણા, ગીતારથ મુનિની નહિ મણા;
ઉદયવંત જિનશાસન થયઉં, કલિકશમલ સબ દૂરઈ ગયું. ૨૨
વિજયદાન દાયક સપરાણ, શ્રી વિજયદાનસૂરિ ૬૧ શાસનભાણ;
વિજયવંત જિનશાસન કરી, વડલીપુરિ પામિઉં સુરપુરી. ૨૩
સંપ્રત વિજયમાન ગુરુરાજ, તસ પટિ હૂ જિન અવિચલ રાજ;
શ્રી હીરવિજયસૂરિ ૬૨ સુગુરુમુણિંદ, તાં પ્રતપઉ જાં મેરુગિરિંદ. ૨૪
શ્રી આચારિજ પદવી ધાર, શ્રી વિજયસેનસૂરિ ૬૩ ગણધાર;
તસ પટિ વર મણિ તિલક સમાન, ઉદયવંત હુ યુગહ પ્રધાન. ૨૫

(ધરમસાગર ઉવઝાય પ્રધાન, વિમલહરષ નિરમલ અભિધાન;
કલ્યાણવિજય ગુરુ કરઇ કલ્યાણ, ત્રિણિ ઉવઝાય ગછિ મેરુ સમાણ. ૨૬)
શ્રી વિજયહંસ પંડિત ધુરિ લીહ, ઇમ અનેક પંડિત મુનિસિંહ;
સુવિહિત સાધુ સાધવી જેહ, દિનિ દિનિ ઉદયવંત હું તેહ. ૨૬
તપગચ્છ ગુરુની ગુરવાવલી, ભગતિ ભણુત પુહતી મન રલી;
અનુક્રમિ અનુક્રમિ લેઈ નામ, વિનયસુંદર કરઈ તાસ પ્રણામ. ૨૭

॥ ઇતિ શ્રી તપાગચ્છ-ગુર્વાવલી-સ્વાધ્યાય સંપૂર્ણ ॥

લિખિત—પં. વિનયસુંદરગણિભિર્વિદ્યાપુરે.

નોંધ—"જૈન ધર્મ પ્રકાશ" પુ૦ ૪૦, અં૦ ૨, પૃ. ૫૭માં સાક્ષરરત્ન શ્રીયુત્ મોહનલાલ દલીચંદ દેશાઇ સંગૃહીત લેખના આધારે અહીં આપી છે.

## પં. દેવવિમલગણિશિષ્ય પં. વીરવિદ્યાધરવિરચિત

# શ્રીહીરવિજયસૂરિનો સલોકો

[ લેખકઃ—પં. વિદ્યાવિજય ગણી; રચનાસંવત્-વિ. સં. ૧૬૫૨;
લેખનસંવત્-વિ. સં. ૧૮૬૫ લેખનસ્થળ-ત્રૈલાદ. ]

શાસનદેવી તુમ પાયે લાગું, ગુરુ ગુણ ગાઉં બુધ્ધ જ માગું;
હીરવિજયસૂરીસર સલોકો, વર્ણવી કહું છું સાંભલજો લોકો. ૧
પાલનપુર નગર કહેવું વખાણું, અમરપુરીથી અધકેરું આણું;
સાહુકારો વસે તિહાં વિવહારી, સતીયસિરોમણી નાથીડ નારી. ૨
સિંહસુપન દેખી સુત જાયો, મહોચ્છવ મોટકો તાતે કરાવ્યો;
લક્ષણ બત્રિસે રત્યરંગિલો, કુંવર વાધે છેલછબીલો. ૩
ભણીયા સિદ્ધાંત અંગ અગિઆર, હીરહરખ મુનિ સિરદાર;
વૈરાગ્ય પામી ચારિત્ર લીધો, કુંવર વાંછે કામ અવલ કિધું. ૪
શ્રી આણંદવિમલ સૂરિસિરોમણી, જિણે દિપાવ્યું શ્રી જિનશાસણી;
આગરા લાહોર દિલ્લી સુલતાને, મરુધર માલવ મેવાડ માંને. ૫
સોરઠ કચ્છ ગુર્જર હાલાર, કુંકણ દક્ષિણ મરહઠ સાર;
એહવે દેશ કરિયા વિહાર, પ્રતિબોધિ શ્રાવક કીધા સુવિચાર. ૬
સઘલ પંથ જે દૂરે ટાલિ, શ્રી જિનશાસન સુધુ અજુઆલી;
શ્રી આણંદવિમલસૂરિ પાટ દિપાવ્યો, વિજયદાનસૂરીસર પાયો. ૭
સૂરિમંત્ર જપે સૂરીસર ધ્યાને, શાસનદેવી આવિ દે માન;
હીર ગુરુ કરજ્યો બહુલ પ્રતાપિ, શાસનદેવી એહવિ મત્ય આપી. ૮
હીરવિજય સૂરીસર કિધા, ષટ દરશનમેં હુઆ પ્રસિદ્ધા;
દેશ વિદેશ કિધા વિહાર, ચોમાસું પહોંત્યા નયરી ગંધાર. ૯
પુરે પકવાને સ્વામીજન પોષ્યા, યાચક જનને દાને સંતોષ્યા;
પૂજા સનાત્ર ઉચ્છવ રંગરોલ, દેવરાઈ રાતિજગેં તંબોલ. ૧૦
હવે આગરામાંહિ હુઈ ખ્યાત, થાનસંગ માનસંગ કેરડી માત;
નામે તે બાઈ ચંપા પ્રસિધા, મોટો તે તપ ચોમાસી કિધ. ૧૧
શહેર આગરામાંહિ હુઇ તે ખ્યાત, પાદશાહિ સાંભલી તે તપવાત;
જુઠું આ બોલે હિંદુઆ કાફર, પાતશાહને પેટે ચઢી છે આફર. ૧૨

હુકમ કરીને ચંપા બોલાવી, સુખપાલ બેસીને દરબાર આવી;
તપને તેજે પાતશાહી કંપે, પૂછે જવાબ તવ ચંપા જંપે. ૧૩
અનાજ વિગર કયું કરિ રહેવાઈ, ચાર મહિનેકે રોજે કયું થાઈ;
ચોકિય છોડું મહેલાંમે રહેણાં, તવ મેં અજાણું સાધી લે કહેણાં (?). ૧૪
મહેલાંમાં બેઠા તપ આરાધે, તપને તેજે બહુ જસ વાધે;
કહો રે ચારો કિનકું કયા સૂઝે, ઇસકિ કરામત કહો કુણ બુઝે. ૧૫
કયા હૈ કરામત ચંપા તુમ પાસે, પાતસાજી પૂછે મનને ઉલ્લાસે;
રોજે કરુ મેં દેવગુરુ ધ્યાને, પાતશાહ બોલેવે દેઈ બહુ માંને. ૧૬
તેરે રોજેકું બહુત શાબાશી, તેરે જોઇયે સો માંગ ઉલ્લાસે;
દલિપતિ પાતશાહીં બહુલ નિવાજી, પાતસાઈ નોબત ચારોઈ વાગી. ૧૭
બારહજારી મોટા દીવાન, પાતશાહી માંહિ હુંઆ પ્રધાન;
થાનસિંગ રહે છે પાતશાહ હજૂર, પાપતણી મત્ય તેહથી દૂર. ૧૮
પાદશાહ મનમેં એહવો સંદેહ, ગુરુકિ કરામ્યત રોજા કરે એહ;
ઉનકે ગુરુકું ઈહા બોલાઉં, ઉસકી કરામતકો મેં ભિ પાઉં. ૧૯
તુમારા ગુરુકા કહો ચંપા નામ, કિહાં વસે નેં કહો કુંણ ગામ;
હીરવિજયસૂરિ ગુરુજી હમારા, સકલ દુનિયામાં કરે ઉપગારા. ૨૦
દેશ વિદેશ કરે વિહાર, સુંણીયા ચોમાસુ નયરી ગંધાર;
ચંપા ગુનો કયો જે મહેલ તેડયા, બહિન માનીને ઘેર સંભેજ્યા. ૨૧
હુકમ કરીને હજરત બોલાવે, એ હાથ જોડીને આગલ આવે;
બડા ફુરમાન લખો એક ત્યાંઈ, હીરગુરુકું પાતસ્યા બોલાઈ. ૨૨
તરત ગુજરાતેં મેવાડા ચલાવ્યા, દિન સાત પાંચ ગુજરાતે આવ્યા;
ગુજરાતી સુબેકો ફુરમાન દીધા, તેહ સલામ કરીને હાથમેં લીધા. ૨૩
પાતશાહજી લિખ ઇસિય કેણી, સતાવી ચલણા અજર નંદણી (?);
રોજા મહિના પાતશાહી દેણા, હલુઈ હલુઈ આરામ લેના. ૨૪
સુબે તવ ઇહિ તરત ચલાવ્યા, અસવાર દો શ્રીગંધાર આવ્યા;
પાતશાહી ફુરમાન આગલ છોડે, હીરગુરુ વાંચે મનમેં દોડે. ૨૫
સંઘ સહુ કો મનમેં વિમાસે, હીર ગુરુ તેડયા અકબર પાસે;
અકબર પાતશાહ જે મહા ખુની, વિનતી ન માને ઉમરાવ કેહની. ૨૬
પૂજ્યજી ! પાતશાહ પાપીઇ દુષ્ટ, મહા મુગલ ને રખે દે કષ્ટ;

ઈદિસ્યં કુડ કપટ રચિઈ, વાહાણુ બેસારી દીવ પોચવીઈ. ૨૭
વલતું નેહિ હીરગુરુ ઈમ પ્રકાસ્યૈ, ધર્મ પ્રભાવેં મંગલિક થાસ્યૈ;
શ્રી જિનશાસન સઅલિય સર્મ, નાસીય જાતાં નવિ રહે ધર્મ. ૨૮
ચારુઅ મહુરતેં કિધાં પ્રસ્થાન, જયપતાકા કુસલ કલ્યાણુ;
કન્યા તિહાં ઉસી મોતિયે વધાવેં, આગલે શુકન રુડેરા થાએં. ૨૯
ડાવિઅ દેવિ તોરણીઓવાસ, જિમણી ભૈરવ પુરયે છે આસ;
બેર ડાબો ને ડાબાં જલાલિ, જીમણું તોરણુ બાંધ્યાં મલાલિ. ૩૦
શુકન સબલા હુઆ ઉછાહેં, હીરગુરુ ચાલ્યા ચોમાસા માંહિ;
પાતશાહીમેં વડાઈ સંઘાતેં, હીરગુરુ ચાલ્યા પરીવાર સાથે. ૩૧
અમદાવાદિ સંઘ અતિ બહુ ભાવિ, આવી આડંબર સામઈયાં લાવેં;
રાજનગરમાં પૂજ્ય પધરાવે, ખાંનખાંના સાહિબ વાંદવા આવેં. ૩૨
નિશ્ચય નીકી ગુરુજી ચલણેં, પાતશાહી તુમેંકું ચાતેં હેં મિલણેં;
ઇમ કહિને નવાબ વલિયા, રાજનગરમાં શ્રાવક સહુ મલિયા. ૩૩
શાહ વહોરા તે કુંવરજી ઝવેરી, મનિયા સા પ્રમુખ મોટા વ્યવહારી;
પૂજ્યજી કહો તો નવાબ ફેરેવીઈ, પર્વ પજુષણુ ઇહાં કિણુ કરઈ. ૩૪
પૂજ્યજી બોલ્યા મનમેં ઉછાહેં, છ છિંડી બોલિ છેં સિદ્ધાંત માંહિ;
પરભાતી તેંણેં કારણુ પાગરવું છું, પાતશાહી હોકમ પાછો ન ફેરવું. ૩૫
અનુચાન વાચક અને પન્યાસ, સાથિં પાંત્રીસેં ઠાણું ઉલ્લાસ;
બેણિયા માફક રીસ્તે જવાલા, વેહેંલું વલિ સાથિ હોંસિય ચાલેં. ૩૬
આડંબરે ચાલ્યા શ્રી ગુરુરાજ, મેસાણા સિદ્ધપુર પાલનપુર સાજ;
અનુક્રમે સરોતરે પોહતા ઉલ્લાસ, તિહાં કર્યો સબલો શ્રાવક વાસ. ૩૭
સહેસા અરજનના મોટા મેવાસ, ઘેર બેઠા નિત્ય આવે છે ગ્રાસ;
સહેસા અરજન મેવાસી બલિયા, ગુરુ પાયે લાગી આવીને મલિયા. ૩૮
ગુરુજી ચૌમાસું ઈહાં કિણુ કરંઇ, પૂજ્યજી પરમેસરથી ઈહાં ડરીઈ;
કહો તો મ્લેચ્છને મારીય કાઢું, કુસલ ને ખિમેં સેહર પોહોંચાડું. ૩૯
ગુરુ કહે અઘટતું એ કિમ કરિઈ, પાતશાહ કનેં જાતાં ઘણો યશ લહઈ;
પર્વ પજુસણુ ઇહાં કિણુ કરઈ, પારણો કરીનેઈ આગલ સંચરીઈ. ૪૦

પજુસણ કરવા પૂજ્યજી રહીયા, નવે વખાણ કલ્પ સાંભલીઆં;
સંવચ્છરી દાન સોનઈ આપ્યા, જાચક જનતાના દાલિદ્ર કાપ્યાં. ૪૧
પારણા પૂજા ને સબલી સજાઈ, ધન ધન હીરગુરુની કમાઈ;
સહેસો ને અરજુન તે પ્રતિબોધી, જીવ નવિ મારુ બાધાઈ લિધી. ૪૨
પજુસણ કરી પૂજ્ય પધારિયા, નયરી સિરોહી આવિ ઉતરિયા;
રાય સુલતાન આવીને મલિયા, તિહાંથી આગલ હીરગુરુ સંચરીયા. ૪૩
જાલોર જોધપુર મેડતામાંહે, પૂજ્યજી પોતા નમે ઉછાહે;
સહસ દારગ ઓચ્છવ કીધ, લુછણે યાચકને હાથીયા દીધ. ૪૪
પાતશાહી મેવાડા આગલેં ચાલીયા, હીરગુરુ કિયા અકબર સંભલાવ્યા;
થાનસિંગ માનસિંગ સબલી સજાઈ,હલિસા આગલેં દિધી વધાઈ.૪૫
મેડતે પૂજ્યે કરયા પ્રયાણ, નગર ફતેપુર હુઇ તે જાણ;
સેખુજી પાદશાહ સામા મોકલીયા, અઠારાંઈ સંઘ મનોરથ ફલિયા. ૪૬
પાતશાહી નેજા વડા નિસાણ, નોબત વાજેં મોટેં મંડાણ;
પાતશાહી હાથી પાંખરિયા, ઘોડા કુંતલ દોરીને આગલ કરીયા. ૪૭
પંચ શબ્દ નિશાણ બાજે, ઢોલ મુસકે અંબર ગાજે;
માદલ તાલ અને સરણાઈ, ઠોરચ ઠોરે દેતા વધાઈ. ૪૮
આગરાઈ સંઘે કરયો સામઈયો, વર્ણવી કાંઈ ન જાય તે કહિયો;
ઓચ્છવ મોટે પૂજ્ય પધરાવે, હીરવિજયસૂરિ આગરામાં આવે. ૪૯
પ્રભાવના હુઈ સબલી રુપઈ, એ શ્રાવકે જાચકને સંતોષ્યા એ સહુ;
આગરાઇ સંઘ ચતુરસુજાણ, થાનસંગ માનસંગ માનું
કલ્યાણ. ૫૦

ગુરુજી ય ઉતરીયા કરબાર નેઠા, પ્રભાતે પાતસ્યા મોલમાં તેઠિયા;
હીર ગુરુ સાથે હાણું જે જે સાત, પતાસા પૂછે સી સી વાતે. ૫૧
આશીશ દઇ આગલેં રહીયા, દરીસણ દેખી પાતશાહ ગહગહીયા;
કલીસા દેખી દરીસણ આણંદે, હાથ જોડીને ઉમરાવ વંદે. ૫૨
પાતશાહી જલેવા સોનેરી દિહા, કાંબલી બિછાવી આગલ બેઠા;
પાતશાહી કહે ગુરુ બેસોં જલેંવે, સાધુ એક બોલો છવ હુવેં વિશેષ. ૫૩
મોહલાંમાં જનાવર કિહાંસ્યું હોવે, પાતશાહી સોન્જે ખોલિય જોવે;
જોયતાં નાવિ કિમ વિચાર, દેખ્યો!રિ ચમકો રીદય મન્તર. ૫૪

એ નહિ માનવ આદમરૂપ, અલ્લા ઓલાદ એહ સરૂપ;
અબદલ ફાજલ શેખ દીવાન, માનસંગ કછુઓરતુ સુરસેન જાદો. (!)૫૫
બીરબલ રાજા ટોડરમલ, રતનસંઘ હાડો ઉમરો અવલ;
સહુ સભામાં પાતશાહી આવે, હીર ગુરુ નામ જગતગુરુ થાપે. ૫૬
પાતશાહી બોલ્યા બોલ વિચાર, કૈસીઇ ફેહમ ગુરુજી તુમારા;
જીવ ઉજારું જુઠ ન બોલું, ચોરી નહી હું નેં નારી ન બોલું. ૫૭
દુનિયા ન જોડું રાતિ ન ખાઉં, ઐસી ફેહમ સહી વીર ચાંહું;
વાત સુણિને પાદશાહી દિલ બેઠી, હુકમ હુઓ નઈ ગુરુજીય ઉઠે. ૫૮

મજહબ બીજો પૂજ્ય પધારે, ષટ દરશનમાં લાજ વધારે;
મુકંદ સન્યાસી ગોદડી સુણિ, દીધી હજારી નવિ થાઇ ઉંચી. (!) ૫૯
જંગમ ગુરુ કહે ગોદડી ઉડાડે, પાતશાહી રિઝાયો એ હઠ માંડે;
ગુરુ આબરૂ આપણી રાખો, ગોદડી ઉડાડી અલગીય નાંખો. ૬૦
માલદેવ ચિંતે હવે ઇહાં આજે, કિમ કરી જોઇઇ દરિસણ લાજે;
હજારી વીર ગોદડી ઉડાવી, યોગીઇ કરામત એહ માંડી. ૬૧
નિજ માથાથી ટોપી ઉડાવી, ઉડી આકાશે પાતશાહી નીહાળી;
દિલીશા બોલે તવ ઈકતારી, ગોદડી ટોપી લાઉં ઉતારી. ૬૨

ગોદડી ટોપી માલદેવ ખીલ્યા, યોગી સંન્યાસી અંગ થયાં ઢીલ્યાં;
પાતશા હુકમ કરે છે ફેરી, ગોદડી મંગાવો અમકિય વેગી. ૬૩
આપણો ઓઘો માલદેવ ચલાવે, ગોદડી ટોપી મારીને લાવે;
યોગી સંન્યાસી દો થયા ચીતા, પાતશાહ દરબાર હીરગુરુ જીત્યા. ૬૪
જગદગુરુ બિરુદ રાખ્યું એ જાતું, સહુ આઇ હીર ગુરુ પૂજ્ય જ સાચું;
બ્રાહ્મણ સંન્યાસી અતિત ઉન્માદ, ષટદરશનશું જીત્યો છે વાદ. ૬૫
માલદેવ મુનિ લીધો છે અભિગ્રહ, આજથી હીરગુરુ સાથે તે રહ્યો;
દલીશા અકબર હીરગુરુ સાથ, પાતશાહ કહે માંગો અહેલાત પસાય. ૬૬
હાથી ઘોડા ને પરગણુ ગામ, જે જોઈએ તે નકાઢ્યો નામ;
માચ્યા ક્યો થો દો અમર પલાવો, નવ મોહરે તુસે છાપ ચલાવો. ૬૭
પરવ પજુસણ અમર ચલાવો, શેતરુંજે તીરથ મુગતો કરાવો;
હુકમ ફરમાને ગાય છોડાવો, બંદીવાન લાખ છુટાં મુકાવો. ૬૮
પંખી મૃગલાંને ઘણું ઉધરીયા, ડાબર સરોવર જીવ છોડાવીયા;

છીજીયા ધુત્રા દાણ મેલાવી, શ્રી જિનશાસન થીર થપાવી. ૬૯
શ્રી જિનશાસન સબલો જે ધર્મ, હીરસૂરિનું મોટું જ કર્મ;
પહેલું ચોમાસું આગરે રહીઈ, બીજું ચોમાસું ફતેપુર કરઈ. ૭૦
પાતશાહી બહોત ફરમાન લેંજે, ત્રીજું ચોમાસું આગરે રહીજે;
અકબર શાહનો આગ્રહ જ જાણી, ધન ધન હીર ગુરુની કમાણી. ૭૧
ત્રીજું ચોમાસું આગરે આવેં, સબલ સામઈયું પૂજ્ય પધરાવે;
અકબર સામો સાંબેલા તે રીઝયો, શ્રી ગુરુ વચને ઘણું પ્રતિબુઝયો. ૭૨
પામરી પુસ્તક ભેટણું કીધું, અકબર આગ્રહે કોઇ ન લીધું;
અકબરે આગરે કીધો ભંડાર, જગતગુરુ કીધા મનુહાર. ૭૩
લાખ પિસ્તાલીશ પુસ્તક સંચે, પટ્દરશનનાં શાસ્ત્ર પ્રપંચઈ;
કરી પારણું પૂજ્ય પાંગરીયા, હજરત સલામ કરી ઉભા રહીયા. ૭૪
પાતશાહ કરયો બહોત સન્માન, જો તુમ ચાહેં સો ઉનકા લ્યો નામ;
શ્રેણીક વાલો શ્રી મહાવીર, અકબર વાલો શ્રી ગુરુ હીર. ૭૫
કેસીય કીધો શ્રી પરદેશી સીધો, શ્રી ગુરુ અકબર તેમ પ્રતિબોધ્યો;
શાન્તિચંદ્ર વાચક પાસે હજુર, તીહાંથી પાંગરીયા હીરવિજયસૂર. ૭૬
મરુધર ગુર્જર પાવન કરતા, શ્રી જિનશાસન માંહે ગહગહંતા;
મેઘજી શીષ્ય આચારજ લુંકે, ઠાણું સત્યાવીસ નિજ મતકે. ૭૭
પ્રતિમા જુહારી સંસાર તરીયા, હીરગુરુ દરીશણ પામી ગહગહીયા;
પંચ મહાવ્રત ઉચરીયા ફેરી, લુંકામત પાપ કાઢયો ઢંઢેરી. ૭૮
હીરવિજયસૂરિ ગુણ જે ગાઇ, દિન દિન પ્રતાપો કોડિ સવાઇ;
વીવાહ મોચ્છવ મંગલિક કાજે, એહ સલોકો ભણવો વરરાજે. ૭૯
આણંદવિમલસૂરિ સીસના શિષ્ય, દેવવિમલ ગુરુ પંડિત પ્રતીખ્ય;
તસ સીસ મંગળીક સલોકો ગાયો, વીર વિદ્યાધર આણંદ પાયો. ૮૦
હીરવિજયસૂરિ તણો સલોકો, સાંભલો લોકો પરીહરો સોકો;
જે કોઈ ભણે ગણે એહ શલોકો, કોડિ કલ્યાણ મંગલીક થોકો. ૮૧

॥ ઇતિ શ્રી હીરવિજયસલોકો સંપૂર્ણ ॥

શ્રી ધર્મનાથ પ્રસાદાત્ સં. ૧૮૬૫નો પોષ શુદિ ૧૫ રવિવારે શ્રી પેથાપુર નગરે લી. પં. વિદ્યાવિજય ગણી.

શ્રીઆત્મકમલલબ્ધિસૂરીશ્વરશાસ્ત્રસંગ્રહ ઇંડરની હસ્તલિખિત પ્રતિ નં. ૬૭૩નાં પત્ર ૪ના આધારે આ રાસ અહીં આપ્યો છે.

નોંધ:—આ૦ શ્રી આણંદવિમલસૂરિના શિષ્ય વાનરઋષિ કે જેમનું બીજું નામ વિજયવિમલ છે તેમણે વિ. સં. ૧૬૨૨ પહેલાં ગચ્છાચારપયન્ના-ની ટીકા, ભાવપ્રકરણ સ્વોપજ્ઞવૃત્તિ; સં. ૧૬૨૩માં બંધોદયસત્તાપ્રકરણ સ્વોપજ્ઞ અવચૂરિ; સં. ૧૬૩૪માં ગચ્છાચારપયન્નાની મોટી ટીકા વગેરે ગ્રંથો બનાવ્યા છે. તે પૈકીની ગચ્છાચારપયન્નાની મોટી ટીકાનું સંશોધન તથા લેખનકાર્ય પં. વિદ્યાવિમલ, પં. વિવેકવિમલ તથા પં. આણંદવિજય ગણીએ કરેલ છે. આ વિદ્યાવિમલ ગણીએ જ પ્રસ્તુત "હીરવિજયસલોકો" બનાવેલ છે.

## કવિ દુલિચંદવિરચિત

# હીરવિજયસૂરિ—સવૈયા

મુખે મુખે મૃગનેણી ચલી ગુરુવંદનકો ગજરાજ ઘટા,
કરિ કંકુ સુરંગ અક્ષત તિને વરહાર બિન્યો શિર છુટલટા;
ગાવતિ મંગલ ગાતિ સુહાન પૂરણ મોતીકો ચોક છટા,
કવિ યૌ કહે ગુરુ હીર ભટ્ટારક ઓર કહૈ સબી પેટનટા. ૮૩
ગોવનકે અલગ એ ફરમાણ કે ગુજરદેશ પડાઈ લયું,
સાહ અકબર આપ કહે ગુરુ હીરવિજૈસૂરિ ગાઈયે ત્યું;
પાપ કે તાપ સંતાપ ટરૈ, પુનઃ બિમલ દેલ પાઈ લયું,
કવિ દુલિચંદ કહે ગુરુ હીરવિજયસૂર ધ્યાયી લયું. ૮૪

(એક હિન્દી કવિતાઓના ગુટકામાંથી ઉધૃત: 'જૈન સત્ય પ્રકાશ' ક્રમાંક ૮૪ માંથી)

ભાવનગરની જૈનઆત્માનંદ સભાએ પ્રકાશિત કરેલ જૈન ઐતિ-હાસિકગૂર્જર કાવ્યસંગ્રહમાં-(કાવ્ય ૨૦મું) જ. ગુ. આ. વિજયહીર-સૂરિશિષ્ય પં. વિજયચંદ્રશિષ્ય પં. નયવિજયશિષ્ય પં. કુંઅર-વિજયકૃત "હીરવિજયસૂરિશલોકો"; (કાવ્ય ૨૧મું) આ. શ્રી આણંદવિમલસૂરિશિષ્ય પં. શ્રીપતિશિષ્ય પં. હર્ષાનંદ શિષ્ય ઉ. વિવેકહર્ષકૃત "હીરવિજયસૂરિનિર્વાણ રાસ" અને (કાવ્ય ૨૨મું) ઉ. કલ્યાણવિજયશિષ્ય પં. જયવિજય ગણિકૃત હીરવિજયસૂરિ ખાનિ છપાયેલ છે. આ સિવાય પં. હર્ષાનંદ શિષ્ય પં. પરમાણંદે "હીરવિજયસૂરિરાસ" અને કવિ ઋષભદાસે "હીરવિજયસૂરિરાસ" બનાવેલ છે.

# જગદ્‌ગુરુ શ્રી વિજયહીરસૂરિ—સવૈયા

ગજ ચોરાસી લખ સમલ ઘરઆંગણ ગેહેંવર,
કોડ અઢાર તુરંગ ચપલ ત્યાહા દીસે હેંવર;
નવ નિધિ ચૌદહ રયણ સેહેસ ચોસઠ અંતેઉર,
અલંબધજા દસ ક્રોડ સેહેસ બોહેતરે પરવર;
છંનૂએ કોડ પાયક નમો સેહેસ બત્રીસા મુગટધર,
પાંચમો ચક્રી સોલમો જિન શ્રી શાંતિનાથ શ્રી શાંતિકર. ૧

## સવૈયા

જિને હીરબીજેસૂરિ ગોર કીયો, ઉને ઓરસુ ગોર કીયો ન કીયો,
જિને હીરબીજેસૂરિ નામ લીઉ, ઉને ઓરકો નામ લીઉ ન લીઉ;
જિને હીરબીજેસૂરિ ચિત્ત ધરો, ઉને ઓરકૂં ચિત્ત ધરો ન ધરો,
જિને હીરબીજેસૂરિ પાઉ પરે, ઉને ઓરકે પાઉ પરો ન પરો. ૨

હીર જગ ગુરુ સાહી અકબર, દો ઉદયે પ્રેમ ધારનકૂં,
મનમોહન મૂરત સુંદર સૂરત, તિમિર પાપ બિડારનકૂં;
નિજ દેસ સુબે સમેં ગૌ બછકૂં, જીવદાન દીયો પ્રથી તારનકૂં,
સુકવિ કહે સાધ સંગત કરો, ભવદુર્ગત દૂર નિવારનકૂં. ૩

ઉતર ઉભે દેસ આંણુ સેહે ગોરનિં જંપે,
પૂરવ પ્રસિધ પ્રમાણ સકલ વાદી નર કંપે;
દખણ ધર્મ સુધ્યાન ચિત્ત નવકારસુ રખે,
પચ્છમ કરું વખાણ હુરમજ આદન સેહેર બખે,
ગણદાસ કહે ગોર નરમલો શ્રી વિજેદાંન પટે ભણ્યો,
શ્રી હીરવિજેસૂર વંદતાં ધર્મલાભ હોએ અતિ ઘણો. ૪

સૂતન અત્ર આકાસ ગોવિંદ સૂત તપગછ સૂણીએ,
ઓ કલા સોલ સંપૂન્ય આ કલા બોહોતેર ભણીએ;
ઓહ કલા હીણુ ખીણુ આ કલા દિન દિન ચઢંતે,
ઓહ રાહ જો ઓરડે આસ ભાએ અનંગ બાડંતે;
આ અગી કોઉને નવ દીયે આ વચન અમૃતરસ વરસે બહુ,
પ્રાગવાટ સસી ઉવઝાય જે શ્રી સકલચંદ વંદો સહૂ. ૫

નોંધ— આ કૃતિ ઐતિહાસિક સજ્ઝાયમાળા ભા. ૧માંથી અહીં આપી છે.

### ઉ. શાંતિચંદ્રશિષ્ય પં. અમરચંદ્રજીવિરચિત

## શ્રી યુગપ્રધાન–સંખ્યા સજ્ઝાય

[ રચનાસંવત–વિ. સં. ૧૬૭૦ ]

સમરી સારદ ભવિજન માય, શાંતિચંદ્ર ગુરુ પ્રણમી પાય;
તેવીસ ઉદય તણા ગણધાર, પભણીશ તેહનો વર વિસ્તાર. ૧

પહેલે ઉદયે ગણધર વીસ, સુધર્મા આદિ હું નામી સીસ;
બીજે ઉદયે ગુરુ તેવીસ, વયરસેન આદિ પ્રણમીસ. ૨

અઠાણું ગુરુ ત્રીજે જાણ, પાડિવાયાદિક ગુણની ખાણ;
હરિસ્સહાદિક ચોથે સહી, અઠ્યોતેરની સંખ્યા કહી. ૩

નંદીમિત્ર આદે ગણધાર, પંચોતેર નમીયે ગુણધાર;
નેવ્યાસી ગુરુ છટ્ઠે કહ્યા, સુરસેન ગુરુ આદે લહ્યા. ૪

સત્તમે ઉદયે એકસો જોય, રવિમિત્રાદિક વંદુ સોય;
સત્યાસી ગુરુ મહિમનિધાન, શ્રીપ્રભ આદિ યુગહપ્રધાન. ૫

નવમે શ્રી મણિસૂરિ મુનીશ, પ્રમુખ પંચાણું ચિત્ત ધરીશ;
દશમે સત્યાસી ગુણવંત, યશોમિત્ર આદિ ભગવંત. ૬

એકાદશમેં ધનસિંહ આદિ, છહોંતેર નમતાં બહુ જસ વાદ;
સત્યમિત્ર આદિ બારમેં, અઠોતેર મુજ મનમાં રમે. ૭

શ્રીધમ્મિલ પ્રમુખ તેરમે, ચોરાણું ગુરુ સહુએ નમે;
શ્રી ગુરુ વિજયાનંદ મુર્ણીદ, આદે અઠોતેર સેવંદ. ૮

શ્રી સુમંગલ મંગલકાર, ત્રિકોત્તર સય મહિમાગાર;
સોલસમે ગુરુ શ્રી જયદેવ, એકસો સાત નમું નિતમેવ. ૯

એકસો ચાર મુનીશ્વર ચાર, ધર્મસિંહાદિક સંજમધાર;
અષ્ટાદશમેં શ્રી સુરદિન્ન, એકસોપન્નર ગુરુ કૃતપુન્ન. ૧૦

વિશાખસૂરિ નમીયે નિશદિશ, યુગપ્રધાન એકસો તેત્તીસ;
શ્રી કોડીન્ન મહીધર ધીર, ઉદય વીસમેં એકસોવીસ. ૧૧

શ્રી માથુર ગુરુ આદિ આજ, પંચાણું પ્રણમું ગુરુરાજ;
પાણ્ડિયમિત્ર ગુરુ મહિમાવંત, નવ્વાણું પ્રણમું મહંત. ૧૨

દત્તસૂરિ આદિ વાંદિશ, ત્રેવિસમે એ ઉદીયા મુનીશ;
સર્વ મલીને સંખ્યા ધાર, સહસ હોય ને અધિકા ચાર. ૧૩

પહેલા પુહોતા મુગતે હોય, એકાવતારી બીજા જોય;
પંચમ આરે ધર્માધાર, સંયમ પાલે નિરતિચાર. ૧૪

જિહાં એ શ્રી ગુરુ કરે વિહાર, અઢીજોયણ માંહિ વિસ્તાર;
તિહાં નહીં મરકી અને દુકાલ, એ ગુરુવર વંદુ ત્રણ કાલ. ૧૫

તેહ સમાન ગુણ રયણ નિધાન, વિજયસેનસૂરિ યુગપ્રધાન;
શાંતિચંદ્ર વાચકનો શિષ્ય, અમરચંદ્ર નમે નિશદિશ. ૧૬

## ઉપાધ્યાય શ્રી વિનયવિજયજીવિરચિત

# શ્રી ગણધરપટ્ટાવલી–સજ્ઝાય

[ રચનાસંવત્-વિ૦ સં૦ ૧૭૧૦ ]

### દુહા

બ્રહ્માણી વાણી દિઓ, આણી અધિક સનેહ;
હું સેવક છું તુમ તણો, મન અવધારો તેહ. ૧
ગુણ બોલીશ ગણધર તણાં, જિહાંદે ચિત્ત પવિત્ર;
સંભારણ પણિ નિરમલા, જેહના સરસ ચરિત્ર. ૨
ગુરુ પરિવાડી વેલિનું, મૂલ નમું મહાવીર;
કેવલદાયક તેહ જેહથી, પસરિ સુંદિર ગંભીર. ૩
ઈંદ્રભૂતિ આદિ નમું, ગુરુ ગણધર ઈગ્યાર;
ત્રિપદ સૂત્ર જેણિં રચ્યાં, જિનશાસન વ્યવહાર. ૪
ગણધર માંહી પાંચમો, નમો સુધર્માસ્વામિ;
પાટ પરંપર જેહની, વર્તી ગુરુ અભિરામ. ૫

### ઢાલ

[ તુજ સાથે નહીં બોલું રીષભજી, તેં મુજને વીસારીજી–એ દેશી ]

વીર તણઈ પાટિ ધુર ધોરી, ચમકે સોહમ સ્વામીજી;
પાછે જંબુ જગિ જયવંતો, અંતિમ શિવગય ગામીજી.
ભવિજન વંદો ભાવિ ગણધર, સફલ કરો અવતારજી (એ આંકણી). ૬
જેણિ નવાણું કંચન કોડી, આઠઈ રમણી છોડીજી;
.... .... .... .... .... સંયમસ્યું મતિ જોડીજી. ભવિ૦ ૭
તસ પાટિ પ્રભવો ગુણધોરી, કીર્તિ જસ જગ ગોરીજી;
જંબૂથી જેણિ કંચન કોડી, લીધું ચારિત્ર ચોરીજી. ભવિ૦ ૮
સ્વયંભવ તસ પાટિ પ્રગટ્યા, નામ ભલઈ તસ લીધુંજી;
જિણિ નિજ સુત ઉપગારનઈ હેતિ, દશવૈકાલિક કીધુંજી. ભવિ૦ ૯
શ્રી યશોભદ્રસૂરિ તસ પાટિ, [તસ પાટિ] હૂઆ દોયજી;
શ્રી સંભૂતિવિજય ગણધોરી, ભદ્રબાહુ ગુરુ સોયજી. ભવિ૦ ૧૦

તસ પાટિ જિનશાસન દીપક, થૂલભદ્ર અણગારજી;
શીલવંત ગુણવંત સોભાગી, નાગરકુલ સિણગારજી. ભવિ૦ ૧૧
નંદ નરેસર નયરી સુંદર, કોશ્યા મંદિર આયોજી;
મંત નઈનુતી આવંતો જાણી, સામો સબલ બનાયોજી. ભવિ૦ ૧૨
કોશ્યા કૂચ ભૂધર વિચ્ચિમ ગઢ, તિહાં જઈ પૂરો વાસજી;
વેણિ કૃપાણ કણાણ ભમૂહ કિય, બાણ નયણ વિશાલોજી. ભવિ૦ ૧૩
નાસાપુટ બંધુક બનાઈ, તસ મુખિ મુગતા ગોલીજી;
શ્રવણપાલિ ગોફણ ગુણ સાંધી, આલિ ચક રહ્યો તોલીજી. ભવિ૦ ૧૪
વેધક વચન કુંભ અંતિ તીખા, ભુજભોગલ ઉલાલીજી;
નેઉર પર વરણ તૂર વજાવઈં, કાયરના મદ ગાલઈજી. ભવિ૦ ૧૫
તેગસંયોગ ગ્રહી તવ મુનિવર, ધ્યાનફલક કરી લીધુંજી;
જિન ઉપદેશ ભલ્લ ઉલાલી, મયણનઈં મહઈણું દીધુંજી. ભવિ૦ ૧૬
ઉઠિ અનાડી હવઈ કિહાં જાઇસ, આજ હરુ તુઝ પ્રાણજી;
નંદિખેણ આદ્રમસુતકેરાં, વાલુ વયર સુજાણજી. ભવિ૦ ૧૭
બલ કરિ આગઇ બયલ છેતરીયાં, તેણઇ ન કલ્યો તુઝ તાગજી;
હું તુઝ મૂલ મરમ સવિ જાણું, ઇહાં નહી તુઝ લાગજી. ભવિ૦ ૧૮
અરણક મુનિ રહનેમી સંભારી, મ કરિસિ મતિ ઉન્માદજી;
જંબૂ પ્રમુખ ઘણઇ મુનિરાવઈં, મુઝ ઉતાર્યો માદજી. ભવિ૦ ૧૯
જાણું છઉં હું સવિ માટીપણું, ગરમ કસ્યા કહું આજજી;
શાતાદિક તારી જબ જીતો, કિસી રહી તુજ લાજજી. ભવિ૦ ૨૦
ઇમ અતુલીબળ કામનિકંદી, અકલ કલાંણી કીધીજી;
કોશ્યા મનિ ગહિ ધર્મ વસાવી, વિજયપતાકા લીધીજી. ભવિ૦ ૨૧
ચઉરાસી ચઉવીસી સુધી, રાખ્યું અવિચલ નામજી;
શુલિભદ્ર મુનિના ચરણઈ, લોયો વિનય પ્રણામજી. ભવિ૦ ૨૨

દુહા.

તસ પાટિ આર્ય મહાગિરિ, બીજા આર્ય સુહસ્તિ;
જિણઈ તુલના જિનકલ્પની, કીધી સાધુ ગભસ્તિ. ૨૩
દીક્ષા દેઇ દ્રુમકનઇ જિણઈ, સંપ્રતિ નૃપ કીધ;
જિન મંડિત પૃથ્વી કરી, જિણઈ બહુલો જસ લીધ. ૨૪

નોમઈ પાટઈ વીરથી, સુસ્થિત સુપ્રતિબુદ્ધ;
કોટિ મંત્રના જાણુથી, કોટિક નામ પ્રસિદ્ધ. ૨૫
ઇંદ્રદિન્ન સૂરીસરૂં, તાસ પટ્ટોધર ધીર;
દિન્નસૂરિ તસ પટધણી, રત્નાકર ગંભીર. ૨૬
પ્રભુથી પાટઈ બારમઈ, દિન્નસૂરિના સીસ;
સિંહગિરિ નામઈ હૂઆ, અધિકી જીસ જગીસ. ૨૭

## ઢાલ

[ રાગ-રામગિરિ; રામ ભણુઇ હરિ ઉઠિઈ, હું આવ્યો તુઝ
નીર રે—એ દેશી અથવા લક્ષનાની દેશી ]

ધનિ ધનિગિરી નંદન, માત સુનંદાનો પુતઈ;
જાતીસમરણ જનમથી, પામ્યા અતિ અદ્ભુત રે.
ધનિ ધનગિરિનંદન (એ આંકણી). ૨૮

સયંમ લેવાનંઈ કારણુઇ, રુદન કરઈ નિતિમેવ રે;
આકુલિ માઇં વહોરાવિઓ, ધનગિરિઇં તતખિવ રે. ધનિ૦ ૨૯
આણિ ગુરુ કરિ આપીયું, વજ્ર બરાબરિ ભાર રે;
નામઈ વજ્રઇં બોલાવિઓ, વાધઈ જિમ સહકાર રે. ધનિ૦ ૩૦
અંગ ઇગીયાર પઢાવિયાં, સુતા પાલણા માંહિ રે;
લહુપાણિ ચારિત્ર આદર્યું, આણી અધિક ઉત્સાહ રે. ધનિ૦ ૩૧
પુરવ સૂરિજન સુરવરઇં, આવી પારખા હેતે રે;
કોહલાપાક દેખાડિઓ, નવિ વિહરઈ સાવચેત રે. ધનિ૦ ૩૨
વિદ્યા દઈ નભોગામની, તુઠા દેવ તે વારે રે;
ઇમ પરિખા વલી છેતરઇં, વૈક્રિય લબ્ધિ દિ સાર રે. ધનિ૦ ૩૩
કન્યા રુક્મણી રાગિણી, કંચણુ કોડિ સમેત રે;
ધનપતિ તાતઈ આગલિ ધરી,નવિ પરણ્યું પુન્ય હેત રે. ધનિ૦ ૩૪
લેઈ સુભિક્ષ દુર્ભિક્ષથી,લબ્ધી પોહ વાર્ગ્યો સંઘ રે;
આણી ફુલ પરદેશથી, રાખ્યો જૈનનો રંગ રે. ધનિ૦ ૩૫
તે શ્રી વયરસ્વામી હુઆ, પ્રભુથી તેરમઇ પાટિ રે;
શ્રી વયરસેન સૂરીસરું, તસ પાટઇં ગુણહાટ રે. ધનિ૦ ૩૬

નિજ ગુરુ વયણ તે સંભરી, પોહોતા સોપારઇ ગામિ રે;
ભોજનમાં વિખ ભેલતો, દીઠો વિવહારી તામ રે. ધનિ૦ ૩૭
બાર વરસ પૂરાં થયાં, ચાસિ કાલિં સુગાલ રે;
ઇમ કહી તેહ ઉગારીયા, વચન ફળ્યાં તતકાળ રે. ધનિ૦ ૩૮

વિવહારી વ્યાપારી પુત્રસ્યું, લીઈ સંયમ ભાર રે;
પાલી સંયમ નિરમલો, પામ્યો ભવતણો પાર રે. ધનિ૦ ૩૯
આચારિય પદ થાપિઆ, તે વ્યાપારઈ અણગાર રે;
શાખા ચ્યાર તેહથી હવી, જિનશાસન સિણગાર રે. ધનિ૦ ૪૦

નાગેંદ્ર ચંદ્ર નિ નિવૃતિ, વિદ્યાધર ગણધાર રે;
તેહમાંહિ ચંદ સૂરીસરું, પાટિ પનરમઇ સાર રે. ધનિ૦ ૪૧
સામંતભદ્ર સૂરીસરું, પાટિં સોલમઈ સેવિ રે;
સતરમઈ પાટિં સુખકરું, સૂરીસર વૃદ્ધદેવ રે. ધનિ૦ ૪૨

પ્રદ્યોતનસૂરિ તસ પાટિં, તસ પાટિં શ્રી માનદેવ રે;
લઘુ શાંતિ સ્તવ જોડતાં, શાંતિ કરી તતખેવ રે. ધનિ૦ ૪૩
માનતુંગસૂરિ તસ પટોધરુ, ભક્તામર જેણઈ કીધ રે;
બેડી તાલાં ઉઘાડતાં, જગી મોટો જસ લીધ રે. ધનિ૦ ૪૪

વીરા વીરાર્ય તસ પાટિં, જસદેવ ગણધર તાસ રે;
દેવાનંદસૂરીસરિ કિસ, તસ પાટઈ પ્રકાશ રે. ધનિ૦ ૪૫
વિક્રમસૂરીસ હવિ હુવા, નરસિંહ તેહના સીસ રે;
સમુદ્રસૂરિંદ પચ્છી હુવા, વલિ માનદેવ સૂરીસ રે. ધનિ૦ ૪૬

વિબુધ પ્રભુ તસ પટ ધણી, સૂરીસર જયાણંદ રે;
સૂરિ રવિપ્રભ તસ પટિં, જસોદેવ તસ પટી ચંદ રે. ધનિ૦ ૪૭
જે શાસનના રે રાજીઆ, સૂરિ પ્રદ્યુમ્ન જાણિ રે;
વલિ માનદેવ સૂરિસરું, વિમલસૂરિંદ વખાણિ રે. ધનિ૦ ૪૮

ઉદ્યોતનસૂરી તસ પટિં, સૂરિ શ્રી સર્વદેવ રે;
દેવસૂરિ તસ પટધણી, વળી સૂરિ સર્વદેવ રે. ધનિ૦ ૪૯
શ્રી યશોભદ્ર સુરીસરું, સૂરિ શ્રી નેમિચંદ રે;
પાટઇ ઓ ગુણ વ્યાપગર્ઇ, હોઈ પચ્છી મુનિ વંદ રે. ધનિ૦ ૫૦

## દુહા

અજિતદેવ સૂરીસરું, વિજયસિંહ વર પટ્ટ;
શ્રી મણિરત્ન સૂરીસરુ, સોમપ્રભ પરગટ્ટ. ૫૧

પાટિં ચઉઆલીસમંઈ, મહાવીરથી જાણી;
શ્રી જગચંદ્ર સૂરીસરું, તપકિરિઆ ગુણખાંણી. ૫૨

બાર વરસ આંબીલ કરી, આવ્યા આહડ માંહિ;
"તપા" બિરુદ ત્યારિ દીઓ, રાણઇ ધરી ઉત્સાહ. ૫૩

વાદ ચઓરાસી જીતીઆ, કીરીઆ કીઓ ઉદ્ધાર;
બિરદ ધરાવ્યું "હીરલા", ધનિ ધનિ એ ગણધાર. ૫૪

શ્રી દેવેંદ્ર સૂરીસરું, તસ પાટઈ શ્રૃંગાર;
કર્મગ્રંથિ જેણઇ કીયા, ભાષ્યાદિ સુવિચાર. ૫૫

## ઢાલ

[ સારદ બુદ્ધિ દાઇ—એ દેશી ]

તસ પાટિ ધુરંધર સૂરિ શ્રી ધર્મઘોષ,
ઉજેણી માંહિ જેણે કીધો ધર્મપોષ;
જોગી ઇક જીયો મુનિનઈ વિઘન કરંતો,
જન સર્વ વખણાઈ ગુરુની શક્તિ અનંતો.

## ત્રુટક

ગુરુની સક્તિ અનંત વખાણો, સોમપ્રભ તસ સીસ,
સોમતિલક તસ પટધુરંધર, દેવસુંદરહ ચઈ ઇસ;
તસ પાટિં શ્રી સોમસુંદર ગુરુ, રાણપુરિ જસ વારિ,
ધરણો સંઘપતિ દેઉલ કરાવઈ, દેવભવન અનુકારિ. ૫૬

તિહાં બિંબ પ્રતિષ્ઠા શ્રી ગુરુ કીધા રંગિ,
પાટિં તસ ઉદયા મુનિસુંદર ગુરુ ચંગિ;
સંતિકરુ તેણઈ કીધું જગમાંહિ મારિ નિવારિ,
શ્રી રત્નશેખરસૂરિ હૂઆ તસ પટધારી.

ત્રુટક

હુઆ તસ પટધાર ધુરંધર, મુનિ મધુકર અરવિંદ,
જેણઈ સબલા ગ્રંથ નીપાયા, સરસ સુધારસકંદ;
વિધિ શ્રાવકની કીધ ભલેરી, વંદિતાની વૃત્તિ,
વલી આચાર પ્રદીપ નીપાયો, ઠારઈ પંડિત ચિત્ત. ૫૭

પંડિત ચિત્ત ઠારઈ લક્ષ્મીસાગર સૂરિ,
ઉદયા તસ પાટિં સુમતિ સાધુ ગુણપુર;
હૂઆ હેમવિમલસૂરિ પંચાવનઈ પાટઈ,
આણંદવિમલ ગુરુ અજુઆલઈ પુણ્યવાટ.

ત્રુટક

પુણ્યવાટ અજુઆલઈ, સદ્ગુરુ કિરિયાનિ ઉદ્ધારઈ,
કુમત પંકમાંહિ પડતા પ્રાણિ, વિહાર કરંતા તારઈ;
વીરતણું શાસન અજુઆલ્યું, કલિયુગિં કિઉં અછેરું,
વિદ્યાસાગર કરઈ સખાવત, જોડું એહ ભલેરું. ૫૮

તસ પાટિં નભોગણ દિનમણિ તેજ નિધાન,
પટ્ટોધર પ્રગટ્યા સૂરિ શ્રી વિજયદાન;
પ્રતિબોધ્યા ભવિજન જેણું'ઈ કીધા ઉપગાર,

.... .... .... .... ....

ત્રુટક

લહું તરીઈ સંસાર મહાજલ, રમતાં ગુરુ પદપદ્મ,
તસ પાટિં શ્રીહીરવિજયગુરુ, ઉદયા ગુણમણિસદ્મ;
જેણઇ અકબર પ્રતિબોધ્યો, વર્તાવી અમ્મારિ,
અકર અનીતિ અનેક ટલાવ્યા, સયલનું હિતકાર. ૫૯

શ્રી હેમસૂરિંદઈ........હી દુક્કર નરેસ,
પ્રતિબોધ્યો એહમાં અવર જ નહીં લવલેસ;
આ મોટું અચરજ મુગલ કિઓ મહરવાન,
ધનિ ધનિ રે જગગુરુ જગિ વાધ્યો તુઝ વાન.

ત્રુટક

જગિ વાધ્યો તવ વાન ઘણેરો, સત્રુંજ નઈં ગિરીનારિ,
કર મુંકાવ્યો યાત્રા કેરો, ઓશકુલ સિણગાર;
લુંકાનો ગચ્છપતિ રિષિ, મેઘજી ગુરુ પાસીં લઈ દિષ્યા,
શ્રી ઉદ્યોતવિજય આરાધું, મેઘતણી પરિ સિષ્યા. ૬૦

તે સાથી મુનિવર આવઇ અઠાવીસ,
તે સહુની આશા પુરઈ હીર સૂરીસ;
જગિ માંહિં હૂઈ એ પણી અચિરજ વાત,
પુણ્યઇ કેરા વલી નિસુણો અવદાત.

ત્રુટક

વલી જુઓ ગુરુની પુણ્યઈં, ગોપાલ નઈં કલ્યાણ,
મલિક સહસકરણના કુંઅર, ધમ્મ-મર્મના જાંણ;
બાર વરિસ કુંવર ગોપાલઈ, અધિકી કીધી વાત,
જંબૂ પરિ લીધું ચોથું વ્રત, દુઃખ આણુંઇ મનિ તાત. ૬૧

અનુમતિ નવિ પામઈ માય બાપની તેહ,
લૂખઇ મની વસીઆ સિવકુમાર પરિ ગેહ;
પણિ કેતે વરસે માય બાપ અભાવઈં,
દિષ્યાનિં હેતિં રાજનગરમાંહિ આવઇ.

ત્રુટક

રાજનગરી આવ્યાં ભગનીપતિ, સહા હતુઆ આવાસિં;
વસતા પુરુષ ઘણાનિ કીધો, સંયમનો ઉલ્હાસ;
છ મહીના કૂલેકે કૂરીઆ, ધન છત્રીસ હજાર,
રૂપઇઆ ત્યારઈં ખરચાણા, દીખ્યામહોત્સવ સાર. ૬૨

જગગુરુનઇં હાથઈં સાથઇ જણ અઢાર,
દોઈ બંધવ ભગનિ ત્રિણિ ત્રિભુવનસાર;
સાધવી વિમલશ્રી સોમવિજય ઉવજ્ઝાય,
શ્રી કીર્તિવિજય ગુરુ હુયા વાચકરાય.

ત્રુટક

હુઆ વાચક શિષ્ય જેહના, વળી અનેક ઘનેરા,
શ્રી કલ્યાણવિજય વાચકબુધ, રામભાંણ ગુરુ કેરા;
ઇણિ પરિ શિષ્ય અનેક નીપાયા, તપ વલિ બહોળા કીધા,
ભાદ્રવા સુદિ ઇગ્યારસ દિવસઈં, ઉનામાંહિ સીધા. ૬૩

વલી મોટું અચિરજ જિહાં ગુરુનો સંસ્કાર,
તિહાં ફલીઆ ડાલઈં વિણુ કાલઈં સહકાર;
તસ પાટિં પટોધર પ્રગટચા ગુરુ જેસિંગ,
જેણુઈં રાજસભાઇં જીત્યા વાદ અભંગ.

ત્રુટક

વાદ અભંગ જેણુઇં બહુ જીત્યા, મોડચા કુમતિ માન;
બિંબ પ્રતિષ્ઠાદિક ઉત્સવના, કુણુ બોલઇ તસ માન;
જેણુઈં ઉત્સૂત્ર નિવારિ દૂરઈં, વિમલ કિઉ મુનિપંથ,
વિજયસેનસૂરિ શિરોમણી ઉદયો મહાનિગ્રંથ. ૬૪

તસ પાટિં ઉદયાચલ નિરમલ ભાનુ સમાન,
શ્રી વિજયદેવસૂરિ ઉદયા યુગહપ્રધાન;
શ્રી વીરજિણેસર સાસન શોભાકાર,
ઇણિ પંચમ આરઇ ગુરુ ગૌતમ અવતાર.

ત્રુટક

ગૌતમ ગણધર સમ એ મુનિવર, લબ્ધિવંત સોભાગી,
ગુણ ગંભીર પુરુષોત્તમ, જનમથકી વૈરાગી;
દરીસણુ દીઠઈં સવિ દુઃખ નાસઈં, લહીઈં પરમાણુંદ,
કોડી વરસ જીવો જગવલ્લભ, ભવિજન લોચનચંદ. ૬૫

ધનિ ધનિ ઇડરપુર ધનિ ધનિ સાહ વીરપાલી,
ધનિ ધનિ રૂપાઇ સુકુલીણી સુકુમાલ;
જેણુઈં જનમ્યાં ગચ્છપતિ સુવિહિત મુનિ અણુગાર,
જિનશાસન દીપક ઓસવંસ સિણુગાર.

ત્રૂટક

ઓસવંશ સિણગાર સુલક્ષણ જાણી ગુણ આધાર,
ખંભનયરમાંહિ પાટિ થાપઇં, શ્રી વિજયસેન ગણધાર;
શ્રી મલ્લ સબલ પદમહોત્સવ, ઉન્નતિ કરઇં અપાર,
રૂપઇઆ ચઢત ઈમ તરંગઇં, ખરચઈ સહસ અઢાર. ૬૬
તે ગુરુ જસવંતા વિચરઇં દેસ વિદેસ,
અહનિશિ ઉપગારી ભવિકનઈં દિઈ ઉપદેશ;
કનડી વિજાપુર સોરઠ પ્રમુખ વિહાર,
કીધી દેસઇં ગુજ્જર મરુધર........

ત્રૂટક

ગુજ્જર મરુધર દક્ષણ દેસઈં, બિંબ પ્રતિષ્ઠા કીધી,
કરિ ઉન્નત જગમાંહિ જિનશાસનિ, શિખિર પતાકા લીધી;
ઠામઠામના મોટા નરપતિ, આવી પ્રણમઇં પાય,
જીવ અમારી પ્રમુખ દિનદિન પ્રતિ, ધર્મમહોત્સવ થાય. ૬૭
તસ પાટઇં પ્રતપઇં જયવંતા ગુરુરાજ,
શ્રી સૂરિશિરોમણી વિજયસિંહ મુનિરાજ;
ગચ્છભાર ધુરંધર બુદ્ધિઇં અભયકુમાર,
શ્રુતધર સંવેગી ગુણ મહિમા ભંડાર.

ત્રૂટક

ગુણ મહિમા ભંડાર મુનીસર, ઉપસમ રસ ભરપૂર,
દીપાવ્યું જિનશાસન જગમાં, જિમ ગયંગણ સૂર;
થિર ગંભીર પ્રકૃતિ ઉત્તમ, ખિમાવંત માંહિ લીહ,
વીર પરંપર શોભાકારક, વિજયસિંહ મુનીસીહ. ૬૮
મેદનિપુર મંડણ સાહ નથમલ્લ સુજાણ,
નાયકદે પરણી તસ સુભ કરણિ ખાંણિ;
તેણઈ જનમ્યા તપગચ્છ મુગટ છત્ર,
શ્રી સૂરિ શિરોમણી જંગમ તીરથ ધન્ય.

ત્રૂટક

જંગમ તીરથ ધનિ એ જેણઈ, લીધો સંજમભાર,
રામારંગ રમારસ છાંડયો, જાંણી અથિર સંસાર;

સાત ખેત્રે ધન કરી કનક કૃતારથ, નિજ પરમારથ સાધઈં,
માતા પિતા ત્રિહું બંધવ સાથઈં, શુભ સંયમ આરાધઈં. ૬૯
ગુણવંત વઈરાગી કનકવિજય અણગાર,
દિન થોડઈં પામ્યા શાસ્ત્ર સયલનો પાર;
અનુક્રમઈં પામ્યા પુણ્યઈં પદ ઉવજ્ઝાય,
સૂધઈં મનિ સેવઇ શ્રી વિજયદેવસૂરિ પાય.

ત્રુટક

શ્રી વિજયદેવસૂરીસર જાંણી, જોગ્ય સબલ ગુણવંત,
ઈડર નગરમાંહિ પટિ થાપઈં, જિમ સોહમનઇં ભગવંત;
દિનિ દિનિ ઉદય અધિક હોઇ સાસનિ, શ્રીગુરુ પુણ્ય પ્રતાપઈં,
કુમતિ માન ગલઈં મહિમંડલિં, જસ કીરતિ જગ વ્યાપઇ. ૭૦
કલિયુગ અનુભાવઈં વિજય[સિંહ]સૂરીશ,
સુરલોકી પધાર્યા નહી તસ રાગ નિ રીસ;
તવ નિજ પટી થાપ્યા શ્રી વિજયદેવ સૂરીંદઈં,
વિજયપ્રભ ગણધર ગચ્છદીપક આણંદઈં.

ત્રુટક

આણંદઈં નિજ પાટિં થાપ્યા, વિજયપ્રભ મુનિરાય,
કચ્છ દેશ મંડણ શિવગણ સુત, ભાણીકુઅર સુહાઈ;
ઓસવંશ ઉન્નતિકર ઉદયો, સીલવંતમાંહિ લીહ,
સંવેગી જિનશાસન સોહન, નિરમલ ચિત નિરીહ. ૭૧

કલસ

એ વીરજિનવર પટ્ટદીપક, સોહજીપક ગુણધરા,
કલ્યાણકારણ દુઃખનિવારણ, વરણવ્યા જગિ જયકરા;
હીરવિજયસૂરિ શીસ સુંદર, કીર્તિવિજય ઉવજ્ઝાય એ,
તસ સીસ એમ નિસદીસ ભાવઇ, વિનય ગુરુગુણ ગાય એ. ૭૨
॥ ઇતિ શ્રી પટ્ટાવલી સજ્ઝાયઃ સંપૂર્ણ. શ્રીરસ્તુ, કલ્યાણમસ્તુ. ॥

નોંધ—આ પટ્ટાવલીની સજ્ઝાય 'જૈનયુગ' માસિકના પુસ્તક ૫, અંક ૪-૫ (વિ. સં. ૧૯૮૬ માગસર-પોષ) ના પૃ. ૧૫૬થી ૧૬૧ ઉપરથી ઉતારીને અહીં આપી છે.

મુનિ માલવિરચિત

# બૃહદ્ગચ્છ-ગુર્વાવલી

[ લેખનસંવત્-વિ. સં. ૧૭૫૨ ]

## દોહરા.

શ્રી આદીશ્વર પ્રમુખ, જિન નમીયૈ ત્રિકાલ;
જેં પાલૈં જિણઆણ મુનિ, તિન્હુંહિં વંદીયૈં માલ. ૧

યુગપ્રધાન પંચમ અરે, હોઈ સહસ નૈ ચારિ;
આદિ સુધર્મ્માસ્વામી તેં, અરુ દુપસહ મંઝારિ. ૨

યુગપ્રધાન સમ આદીયૈ, હોસૈં પંચમ કાલિ;
ષોડ સહસ ઈગ્યાર લાખ, તે સંભારે મુનિ માલ. ૩

ગુરુ પંચાવન કોડિ લખ, પણ ધન કોડિ સહસ્સ;
સંખ્યા ચઉપન કોડિસ્યઉં, મનિ સભરૌ અવસ્સ. ૪

ચઉમાલીસા કોડિસ્યઉ, લાખ વલિ તેતીસ;
સહસ છત્રીસા ચારિસઈ, એગાણુવઈ મુનીસ. ૫

એ સંખ્યા મઝિમ ગણુહિં, હોસઈ ઈણિ કલિકાલિ;
સમઈ સમઈ જુ અણુંતગુણુ, હાણિ કહી સંભાલિ. ૬

રોહણગિરિ સાગર જિસૌ, એ જિણસાસણ જાણિ;
ઉત્તિમ મધ્યમ હોઈ બહુ, માલ રતનજડ ખાણિ. ૭

આગમિ આચારજ કહ્યાં, ચારિ કરંડ સમાન;
સદ્દહિયૈ નિરતા હિયઈ, જિણવર આણ પ્રમાણ. ૮

શ્રી જિનવર અનુક્રમૈ, ઈન્દ્રભૂતિ ગણધાર;
સુગુરુ (૧) સુધર્મ્માસ્વામિ મુણિ, (૨) જંબૂસ્વામી કુમાર. ૮

સાસન રખવાલો જિસૌ, જંબૂ તિસૌ ન કોઈ;
તીનિ રતન અનુપમ દીયા, ચૌરહનૈ પણિ જોઈ. ૧૦

(૩) પ્રભુ વર (૪) સજ્જંભવ નમો, (૫) જસોભદ્ર (૬) સંઝય (સંભૂઈ);
(૬) ભદ્રબાહુ ગુરુ થૂલભદ્ર, શ્રુતકેવલી છ હુઈ. ૧૧

(૭) થૂલભદ્ર ધન ધન્ય ગુરુ, બ્રહ્મચર્ય પ્રતિપાલ;
ચૌરાસી ચૌવીસીયૈ, જસ કહિ નમિ મુનિ માલ. ૧૨
(૮) મહાગિરિ અને (૯) સુહસ્તિ ગુરુ, (૧૦) સુસ્થિત નામ મુણિંદ;
(૧૧) ઇંદ્રદિન્ન ગુરુ (૧૨) સીહગિરિ, પૂરવ વિદ્યાકંદ. ૧૩
(૧૩) વયરસ્વામિ દસ પૂર્વધર, વંદતિ દેવ જગીસ;
જિનસાસનમંડન હુવા, (૧૪) વજ્રસેન તસુ સીસ. ૧૪
તાસ સીસ ચારે પ્રગટ, ચારે દીપે દિણુંદ;
ચંદ્ર અને નિવૃત્ત હૂવા, વિદ્યાધર નાગિંદ. ૧૫

ભાસા

(૧૫) ચંદ્રસૂરિ (૧૬) સાંમતભદ્ર આરણ્યક વાસી,
સેત્રુંજ અણસણ નિમિત્તિ ગુરુ ચલીયા વિમાસી;
આયા કોરંટા સા ગ્રામ તહ ચૈત્ય નિવાસી,
સંવેગી દેવચન્દ્ર નામ દેખ્યૌ સુહુદાસી. ૧૬
દીધી ઉપસંપદા તિસહી આચારય થાપ્યૌં,
(૧૭) વડૌ દેવસૂરિ જુગપ્રસિદ્ધ તસુ નામ સુઆપ્યૌં;
ગુણ છત્તીસ વિરાજમાન ગચ્છપતિ એ કહિયૈ,
(૧૮) પ્રદ્યોતનસૂરિ તાસુ પટ્ટિ ગીતારથ લહીયૈ. ૧૭
જય-વિજય અપરાજિતા એ પદ્માવતિ દેવી,
સુહુગુરુ નામત ચરનકમલ વંદઇ તે સેવી;
(૧૯) માનદેવસૂરિ તાસુ સીસ શાંતિસ્તવ કીધૌ,
સંઘ ઉપદ્રવ તિણી નિવાર જગમાહિ જસ લીધૌ. ૧૮
આચારજ દેવીંદસૂરિ બહુ પ્રકરણકારક,
જિનસાસન આધાર સાર પ્રગટ્યૌ અણુધારક;
(૨૦) માનતુંગસૂરિ જિણ કિયા ભક્તામર ભયહર,
રાજા ભોજ સભા સમક્ષ સાસન મહિમાકર. ૧૯
તાસ પટ્ટિ (૨૧) શ્રી વીરસૂરિ જિણિં નેમિજિણંદ,
કરીયૈ પ્રતિષ્ઠા નાગપુરે ગુરુ (૨૩) દેવાનંદ;
(૨૪) વિક્રમસૂરિ મહામુણિંદ (૨૫) નરસિંહ હુવા ગુરુ;
નારસિંહ જિણ યક્ષ કીયૌ શ્રાવક જિમ અણુચરુ. ૨૦

તાસુ પટ્ટિ (૨૬) સમુદ્રસૂરિ જિણિ નાગેન્દ્રહપુર,
પાર્શ્વચૈત્ય ઉદ્દાલિ લીઓ જે હુય દિગમ્બર;
પદ્માવતિને બલહ તેન અદ્ધરિધ કીયૌ,
કરિ પ્રભાવના જૈન તણી ગુરિ જગ જસ લીયૌ. ૨૧

(૨૭) માનદેવગુરુ સૂરિમંત્ર વીસર્યો કિણિહિ પરિ,
અંબાઈ ગિરનારિ જાઈ આરાધી તપ કરિ;
સીમંધર જિણ પાસિ ગઈ સૂરિમંત્ર દીયો તિણિ,
વિદ્યાગુરુ હરિભદ્રસૂરિ જેહનો ભાઈ પિણી. ૨૨

(૨૮) વિબુધસૂરિ (૨૯) પ્રભુ જયાણંદ આચારજ વંદૌ,
(૩૦) રવિપહસૂરિ હુવઉ મહંત નામિ પાપ નિકંદૌ;
સાતસુએ દસ (૭૧૦) જિણ સંવત નડૂલનગર જહં,
ચૈત્યપ્રતિષ્ઠા કરીય જેણિ પ્રાસાદ પ્રગટ જહં. ૨૩

(૩૧) જસોદેવ (૩૨) પ્રદ્યુનસૂરિ ગુણવંત ચરણધર (ધરૂ),
(૩૩) માનદેવસૂરિ તાસુ પટ્ટિ વલી હુવા સુગુરું;
જોગ અને ઉપધાન તણી વિધિ જિણ મહી લહીયે,
'વિધિપ્રભા' તિણિ ગ્રંથ કીયૌ ગછપતિ સો કહીયે. ૨૪

(૩૪) વિમલચંદ ગુરુ ચરણ નમો અડ સઈ બાવીસઈ (૮૨૨),
સ્વર્ણસિદ્ધિની લબ્ધિ હુંતી ઉપગાર જગીસઈ;
ચિત્રકૂટિ ને ગોપાલગિરિઈ જિણબિંબ પતીઠા,
જીત દિંગબરવાદ તિહાં મન તે જિણ દીઠા. ૨૫

(૩૫) શ્રી ઉદ્યોતનસૂરિ હૂવા તિહુ સૈ પરિવારૈ,
લોકડીયા વડ હેઠિ જેહિ આઠમિ રવિવારૈ;
નવસૈ ચૌરાનવેં (૯૯૪) વરસિ થાપ્યા બહુ સીસેં,
વેલી દેખી અમીય તણી સૂરીસ જગીસૈ. ૨૬

(૩૬) સર્વદેવસૂરિ વડો શિષ્ય તિણિ પાટિ ભટ્ટારક,
હુવા પ્રસિદ્ધ વડગછ તહા ભવિયણ ઉપગારક;
દસસૈદસ (૧૦૧૦) સંવત જેણિ ચંદ્રપ્રભસ્વામી,
કરીય થાપના ચ્યાર સૂરિ પદવી વલિ પામી. ૨૭

રૂપવંત (૩૭) રૂપદેવસૂરિ (૩૮) સર્વદેવ મુનીસર,
(૩૦) જસોભદ્રસૂરિ નેમચંદ્ર (૪૦) મુનિચંદ્ર સૂરીસર;
બાર વસ્તુ ઉપરાંતિ વિગઈ પરિત્યાગ કીયા તિણિ,
આછણુ પાણી જાવજીવ આંબિલતપ કીયો જિણિ. ૨૮

## દોહરા

**દેવસૂરિ વાદી** હુવો, દીપૈ ભાગ નિલવટ્ટિ;
ગ્યારહસૈ ચૌહત્તરૈ ગુરુ થાપ્યૌ નિજ પટ્ટિ. ૨૯

દક્ષિનથી આયો તવૈ, ખમણૌ પંડિત એક;
અનહલપુર પાટણુ વસૈ, સિતપટ તહાં અનેક. ૩૦

તિણિસ્યૌ વાદ ન કરિ સકૈ, દેવસૂરિ વિણુ કોઇ;
રણુ ઝૂઝહિં કેમ સૂરિવિણુ, એહ પ્રગટ જગિ જોઈ. ૩૧

છમ્માસે ખમણૌ જિતૌ, કીયો જૈન ઉદ્યોત;
“પહિરત કો મુનિ વસ્ત્ર તનિ, જે ઇહુ સુગુરુ ન હોત.” ૩૨

## ભાસા

**વિમલચંદ ઉવઝાઇ ભાઈ તસુ પટ્ટિ પ્રસૂધી,**
**“વ્રતની અરુ ઉવઝાઇપણો તસુ પછે ન કીધી”**
(૪૨) **માનદેવસૂરિ** હુવા વલિ (૪૩) હરિભદ્ર મુનીસર,
(૪૪) પૂર્ણભદ્રસૂરિ (૪૫) નેમિચંદ વલિ પ્રગટ સુહંકર. ૩૩

ગછપતિ (૪૬) શ્રી નયચંદ્રસૂરિ મુનિ રતન વિદીતા,
(૪૭) મુનિસેખરસૂરિ **જુગપ્રધાન** અંતરઉર જીતા;
કાવસગ્ગ જિણિ માગિ ( નામ ? ) લેયા શુભ મનિ આઇ,
**ભટ્ટદ્રિંગ** બૈઠા સેત્રુંજૈ કી જિણિ આગ બુઝાઇ. ૩૪

(૪૮) તિલકસૂરિ તસુ પટ્ટિ હૂવા (૪૯) ભદ્રેશ્વર ગછપતિ,
સૂરિ (૫૦) મુનીશ્વરસુ મણિ ભટ્ટારક સુભ મતિ;
(૫૦) રત્નપ્રભસૂરિ ગછધાર પરમાર્થ ન જૂયા,
**એહથી ભટ્ટારક** અને **આચારજ** હૂવા. ૩૫

નમીયે સુગુરુ (૫૧) મહિંદ્રસૂરિ (૫૨) રતનાકરસૂરે,
સૂરિ મેરુપ્રભુ (૫૩) રાજરતન મહિમા ભરપૂરે;
સૂરીસર (૫૪) મુનિદેવ (૫૫) રતનશેખર ગુરુ લહીયે,
(૫૬) પુન્યપ્રભુસૂરિ (૫૭) સંજમરાજ ગુરુ તસુ પટ્ટિ કહીયે. ૩૬

(૫૮) ભાવસૂરિ (૫૯) ઉદૈરાજ ગચ્છપતિ ગુણઆગર,
(૬૦) ભટ્ટારક શ્રી શીલદેવ (૬૧) સૂરેન્દ્ર (૬૨) પ્રભાકર;
સપરગછ પાલંતિ જિકે જિણ આગ્યા માલ,
આચારજ ઉવઝાઇ સાહુ તે નમો ત્રિકાલ. ૩૭

ગચ્છપતિ (૬૩) શ્રી માણિકદેવ ગુણવંત સમિધો,
(૬૪) દામોદર (૬૫) દેવસૂરિ હુવૌ જગમાંહિ પ્રસિદ્ધો;
તાસુ પટ્ટ (૬૬) નરેન્દ્રદેવ મિલિ સંઘહિં કીધો,
વૈદ્યક વિદ્યા ગુણનિધાન પગ બહુલી ઋદ્ધો,
નામ લેહ જો જુગપ્રધાન તિહ સંકટ ભાજૈ;
પ્રાત ઊઠિ જો નામ લેહિ તિહિ નવનિધિ સાજૈ.

॥ ઇતિ શ્રી બૃહદ્ગછીય ગુર્વાવલી સમાપ્તેતિ ।
ચિરંજીવી દલપતરાઇજી પઠનાર્થં । શુભં ભૂયાત્ ॥

નોંધ—આ ગુર્વાવલી બિકાનેર સ્ટેટ લાઇબ્રેરીના ગુટકા નંબર ૧૧૪, લેખનસંવત ૧૭૪૯ થી ૧૭૫૧માં લખેલ, તેના આધારે શ્રીયુત અગરચંદ નાહટા સંગૃહીત અને "જૈન સત્ય પ્રકાશ" વર્ષ ૭, અંક ૫, પૃષ્ઠ ૩૧૭ માં પ્રકાશિત છે.

## શ્રી હીરવર્ધનશિષ્ય શ્રી ખેમવર્ધનવિરચિત

# પુણ્યપ્રકાશરાસ–કળશ

[તપગચ્છ સાગરશાખા પટ્ટાવલી; તપગચ્છ વર્ધનશાખા પટ્ટાવલી]

[રચનાસંવત–વિ. સં. ૧૮૭૦ : રચનાસ્થળ–અમદાવાદ]

સોહમપાટ પરંપર પ્રગટ્યા, શ્રી હીરવિજય સૂરીંદાજી;
બુજવ્યો અકબરશાહ નરીંદા, મોહનવેલી કંદાજી. ૧

ડાબર સરવર જાળ મુકાયા, જીજીયા કર છોડાયાજી;
મહીતલમાં સુજસ ગવાયા, અમારિપડહ વજડાયાજી. ૨

અઠાવનમેં પાટ સુહાયા, જગગુરુ નામ ધરાયાજી;
વિજયસેનસૂરિ તસ પાટે, પંડિત નામ ઠરાયાજી. ૩

વાદી અનેક જીત્યા તેણે, સૂરિ ગુણે કરી છાજેજી;
તપગચ્છ મંડણ દુરિતવિહંડણ, દિનદિન અધિક દીવાજેજી. ૪

તાસ પાટ પટોધર સુંદર, ભવિયણને ઉપગારીજી;
શ્રી રાજસાગરસૂરિ જયવંતા, શુદ્ધ પ્રરૂપણકારીજી. ૫

શાંતિદાસ શેઠને ત્રૂઠા, મનવંછિત ફળ પાયાજી;
અગીઆર લાખ ધન ખરચ્યું જેણે, ગુરુ ઉપદેશ સુહાયાજી. ૬

વૃદ્ધિસાગરસૂરિ તાસ પટોધર, મનમોહન સુખકારજી;
કીર્તિલતા આરોપી જગમાં, કહેતાં કિમ લહું પારજી. ૭

શ્રી લક્ષ્મીસાગરસૂરિ ગિરુઆ, પ્રબળ વિદ્યાએ પૂરાજી;
વૃદ્ધિસાગરસૂરીશ્વર પાટે, ધરમકરણ થયા સૂરાજી. ૮

કલ્યાણસાગરસૂરિ શીલવંતા, તત્પટે ગુણવંતાજી;
શ્રી પુન્યસાગરસૂરિ પ્રસિદ્ધા, વિદ્યા ગુણે મહમહંતાજી. ૯

દશોદશ કીર્તિલતા આરોપી, સમતા રસ ભંડારજી;
જિનેશ્વર ગુરુએ નયણે નિરખ્યા, ધન તેહનો અવતારજી. ૧૦

રૂપ અનોપમ અંગ બિરાજે, લક્ષણવંત મુણીંદાજી;
દેખત અચરીજ પામી મનમાં, પ્રણમે નરના વૃંદાજી. ૧૧

સુધારસ વરસી પ્રભુ વયણે, ભવિજન સંશય ભાજેજી;
તત્પટે ઉદયાચળ ઉદયો, શ્રી ઉદયસાગરસૂરિ રાજેજી. ૧૨

આણુંદસાગરસૂરિ તસ પાટે, ભવિયણને હીતકારીજી;
તેહ ગુરુ પાટ પટોધર પ્રગટ્યા, શાંતિસાગર સુખકારીજી. ૧૩
સૂરિગુણ તસ અંગ બિરાજે, સોભાગી સિરદારજી;
સાગરગચ્છી ગુરુ ભાર ધુરંધર, નિર્વહે સુખકારજી. ૧૪
અહ્લહનપુરપત્તન ચોમાસું, સંપ્રતિ સૂરિ બિરાજેજી;
એહ રાસની રચના કીધી, સુંદર તેહને રાજેજી. ૧૫
હીરવિજયસૂરીશ્વર શિષ્ય, નગવર્દ્ધન ગણી જાણીજી;
લુંકામત છાંડી ઉપદેશે, ઠાણુંગ સૂત્ર સુજાણજી. ૧૬
ટીકા રચના સરસ કરી તીણે, પંડિત પદવી સોહેજી;
વચનકળા ચતુરાઈ સુણીને, શ્રોતાનાં મન મોહેજી. ૧૭
જ્ઞાનવૃદ્ધિ ગુણ જાણી આચારજ, વર્દ્ધન શાખા ધારીજી;
વાસક્ષેપ કરી ગુરુ માથે, આશિષ દે તિહાં સારીજી. ૧૮
તસ શિષ્ય કુસળવર્દ્ધન ગુરુ ગીરૂઆ, પંડિત પદવી રાજેજી;
તાસ શિષ્ય વાચકપદ ધારી, પચવીશ ગુણે કરી છાજેજી. ૧૯
ૐ શ્રી રવિવર્દ્ધન સુખકારી, જ્ઞાનતણા દાતારીજી;
ધનવર્દ્ધન તસ શિષ્ય પંકાઈ, પંડિતમાં અધિકારીજી. ૨૦
વિનયવંત વિદ્યાએ પુરા, વિનીતવર્દ્ધન તસ શિષ્યજી;
તાસ સીષ્ય વિદ્યા અભ્યાસી, શુભ મુહૂર્ત લીએ દીષ્યજી. ૨૧
વૃદ્ધિવર્દ્ધન ગુરુ ચરણકમળ નમું, જસ ગુણનો નહી પારજી;
લક્ષ્મીસાગરસૂરિને હેતે, આવ્યા તે અણગારજી. ૨૨
તાસ શિષ્ય શુભ લક્ષણધારી, ઉપાધ્યાય પદ આપેજી;
વૃદ્ધિ કારણ ગછવર્દ્ધન આવ્યા, દેઈ પદવી હીત થાપેજી. ૨૩
ૐ શ્રી પ્રીતિવર્દ્ધનસાગર, ઉપાધ્યાય પદ ધારીજી;
ગચ્છનાયક જાણી સુખદાયક, અધિક ધરે બહુ પ્યારજી. ૨૪
તાસ શિષ્ય શુભ લક્ષણકારી, વિદ્યાબલ પણ ભારીજી;
વિદ્યાવર્દ્ધન નામ એ સાચું, શિક્ષા દીએ હિતકારીજી. ૨૫
તસ સેવક મુજ ગુરુ એ રૂડા, હીરવર્દ્ધન ગુરુ હીરાજી;
તેહ તણો ઉપગાર એ જાણો, મધુરી ભણાવી ગિરાજી. ૨૬
ગુરુવાદિક ગુણ કિમ કહેવાયે, મુજ મતિ નહી અતિ ભારીજી;
બાળલીલાએ રાસ બનાવ્યો, પંડિત લેજ્યો સુધારીજી. ૨૭

ભટ્ટારક શ્રી સિદ્ધસૂરિશિષ્યવિરચિત

# ઉપકેશ–કવલાંગચ્છ–પટ્ટાવલી

[ રચનાસંવત–વિ. સં. ૧૯૬૦]

॥ શ્રી કોમલગચ્છાનાં પટ્ટાવલી લિખ્યતે ॥

પ્રથમ પટ્ટ અધિરૂઢ **પાર્શ્વજિન** જ્ઞાન પ્રકાશક,
સંજમ શ્રુત સંપન્ન અખિલ અજ્ઞાન વિનાશક;
અહિબાલક પ્રતિપાલ કમઠ કુત્સિત મુનિ ત્રાસક;
શરણાગત ભય હરણુ ભયે ભવિજન ભય નાશક.
વસુદેવ(૮૪) સંખ્ય જિનપટ્ટ અવરાજત શુભ જિનધર્મંધર;
સચ્ચિયા ચરણુ સેવન નિરત સિદ્ધસૂરિ શ્રીપૂજ્યવર. ૧

દ્વિતીય પટ્ટ (૨) **શુભદત્ત** તૃતીય (૩) હરદત્ત સુજાનહું,
ચતુરથ (૪) આર્યસમુદ્ર સકલ ગુન સાગર માંનહું;
પંચમ (૫) કેશી કુમર, ભૂપ પરદેસિય બુદ્ધે.
ષષ્ઠ (૬) સ્વયંપ્રભસૂરિ, યક્ષકે તનમંન સુદ્ધે. વસુ૦ ૨

(૭) શ્રીરત્નપ્રભસૂરિ પટ્ટ સપ્તમ જવ લિન્નહુ,
મંત્રીસુતહિ જિવાય ગચ્છ ઉપકેશ સુકિન્નહુ;
કર પ્રસન્ન સચ્ચિયાય કર્મ હિંસાદિક સુદ્ધે,
લક્ષ તીન સિદ્ધિ વ્યૂહ સહ શિષ્યન પ્રતિબુદ્ધે. વસુ૦ ૩

અષ્ટમ પટ્ટ પ્રવિષ્ટ યક્ષ પ્રતિબોધપ્રકાશક,
(૮) યક્ષદેવ આચાર્ય સંઘજન વિઘ્ન વિનાશક;
નવમ પટ્ટ અધિરૂઢ (૯) કક્કસૂરિ ગુનપૂરન,
(૧૦) દેવગુપ્તસૂરિસુ પટ્ટ દિગદોષ વિચૂરન. વસુ૦ ૪

પટ્ટ ઇકાદશ પૂજ્ય (૧૧) સિદ્ધસૂરિ પુન બારહુ,
(૧૨) શ્રીરત્નપ્રભસૂરિ ત્રયોદશ પટ્ટ વિચારહું;
(૧૩) યક્ષદેવસૂરિસુ (૧૪) કક્કસૂરિ મનુસંજ્ઞક,
વીરપ્રકૃતિકી વિકૃતિ સ્નાન શુભ વિધિ સનભંજક. વસુ૦ ૫

(૧૫) દેવગુપ્તસૂરિસુ પંચદશ પટ્ટ પ્રમાંનહું,
શશિરસ પટ્ટારૂઢ (૧૬) સિદ્ધસૂરિ પુન માંનહું;

(૧૭) શ્રીરત્નપ્રભસૂરિ સપ્તદશ પટ્ટ વખાનિય,
(૧૮) યક્ષદેવસૂરિસુ, પટ્ટ અષ્ટાદશ જાનિય. વસ્તુ૦ ૬
ચંદનંદ પટ્ટ (૧૯) કક્કસૂરિ, ગુનજ્ઞાન પ્રવિન્નહુ,
(૨૦) દેવગુપ્તસૂરિસુ વિંશ પટ્ટ અધતતિચ્છિન્નહુ;
(૨૧) સિદ્ધસૂરિ પટ્ટ એકવિંશ સિદ્ધસંપત્ત પૂરિય,
નેત્રનેત્ર પટ પૂજ્ય વિજ્ઞ (૨૨) રત્નપ્રભસૂરિય. વસ્તુ૦ ૭
(૨૩) યક્ષદેવસૂરિસુ નયનગુન પટ્ટ ભનીજે,
અક્ષિવેદ પટ્ટ (૨૪) કક્કસૂરિ ગુનવન્ત ગનીજે;
લોચનશર પટ્ટ (૨૫) દેવગુપ્તસૂરિ સુખદાયક,
(૨૬) સિદ્ધસૂરિ ષટવિંશ પટ્ટ મુનિજન ગનનાયક. વસ્તુ૦ ૮
(૨૭) શ્રીરત્નપ્રભસૂરિસુ ત્રિનવ પટ્ટ પૂજિત જાનિય,
(૨૮) યક્ષદેવસૂરિસુ અષ્ટવિંશતિ પટ્ટ માંનીય;
ઉનત્રિંશ પટ્ટ (૨૯) કક્કસૂરિ ગુન ગંભીરહુ,
(૩૦) દેવગુપ્તસૂરિસુ પટ્ટ ગુનનભ અત(તિ) ધીરહુ. વસ્તુ૦ ૯
શિવલોચનશશિ પટ્ટ (૩૧) સિદ્ધસૂરિ સુખકારિય,
(૩૨) શ્રીરત્નપ્રભસૂરિ સકલ ભવિજન ભવ હારિય;
દ્વાત્રિંશત પટ્ટ પૂજ્ય પ્રખર પંડિત અવધારિય,
(૩૩) યક્ષદેવસૂરિસુ દેવગુન પટ્ટ વિચારિય. વસ્તુ૦ ૧૦
(૩૪) કક્કસૂરિ ચવતીસ પટ્ટ મેઅત પધારિય,
જિનબંધન પુન ત્રિપત સેઠ સોમકકી ટારિય;
દેવી દર્શન પ્રતખ છંડ ભંડાર સુડારિય,
નામ ઉભૈ દ્વાવિંશ, અપર ગણુશાખા નિકારિય. વસ્તુ૦ ૧૧
(૩૫) દેવગુપ્તસૂરિસુ પટ્ટ ગુનશેખર જાંનીય,
(૩૬) સિદ્ધસૂરિ ગુનભૂરિ રામરસ પટ્ટ વખાનિય;
શિવલોચનમુનિ પટ્ટ (૩૭) કક્કસૂરિ ચિત્ત આનિય,
(૩૮) દેવગુપ્તસૂરિસુ પટ્ટ, પાવકસિદ્ધિ માંનિય વસ્તુ૦ ૧૨
ગુનનિધિ ગુનનિધિ પટ્ટ (૩૯) સિદ્ધસૂરિ સુભ જાંનહું,
(૪૦) કક્કસૂરિ તપ ભૂરિ પટ્ટ વિધિસુખખં વખાનહુ;
(૪૧) દેવગુપ્તસૂરિસુ પટ્ટ, વારધિશશિ માનહુ,

વીણા વાદ્ય પ્રવીન હીનક્રિય કચ્છક પ્રમાનહુ. વસુ૦ ૧૩
સકલ સંઘ મિલ (૪૨) સિદ્ધસૂરિ મુનિનાયક થપ્પે,
વારિધિ લોચન પટ્ટ અખિલ તપ તેજ અમ્મપ્પે;
પટ્ટ વરણગુન (૪૩) કક્કસૂરિ શ્રાવક અઘહારક,
નિજ મુખ પંચ પ્રમાણ ગ્રન્થ રચ જ્ઞાન પ્રસારક. વસુ૦ ૧૪
વેદવેદ પટ્ટ (૪૪) દેવગુપ્તસૂરિ દુઃખહર્તા,
સ્વોપજ્ઞા ટીકા સુગ્રન્થ નવપદ પર કર્તા;
વારિધિબાંણ સુપટ્ટ (૪૫) સિદ્ધસૂરિ સિદ્ધિધર્તા,
સાગરરસ પટ્ટ (૪૬) કક્કસૂરિ મુદમંગલ ભર્તા. વસુ૦ ૧૫
હરિભુજમુનિ પટ્ટ (૪૭) દેવગુપ્તસૂરિ ગુરુ જ્ઞાનિય,
વરણસિદ્ધિ પટ્ટ (૪૮) સિદ્ધસૂરિ બહુ બુદ્ધિ નિધાનિય;
નિરધિનિધિ પટ્ટ (૪૯) કક્કસૂરિ જાનિય ગુનખાનિય,
તાસ ચરણ ચિત લાય, નામ નિત સ્વમુખ વખાનિય. વસુ૦૧૬
(૫૦) દેવગુપ્તસૂરિસુ પટ્ટ પંચાસત લિન્નો,
તવ ભૈંસા નિજ ભક્ત સસ લખ ધન વ્યય કિન્નો;
તાત કોટિન કોટ દ્રવ્ય તાકો ગુરુ દિન્નો,
સરશશિ પટ્ટારૂઢ (૫૧) સિદ્ધસૂરિ પુન ચિન્નો. વસુ૦ ૧૭
(૫૨) કક્કસૂરિ બાવન્ન પટ્ટ પૂજિત જબ ધારે,
નૃપવચ હેમાચાર્ય, શિષ્ય નિર્દયી નિકારે;
(૫૩) દેવગુપ્તસૂરિસુ પટ્ટ તેપન્ન વિરાજે,
લક્ષ દ્રમ્મ નિજ ત્યાગ સાધુ સાજન સવ સાજે. વસુ૦ ૧૮
બાંણવેદ પટ્ટ (૫૪) સિદ્ધસૂરિ, પૂરનગુન પૂજહું,
બાણબાણ પટ્ટ કક્કસૂરિ કીરતકી કુંજહું;
જિન દિય કોટ મરોટ પ્રગટ અત્યંત સુસોભિત,
(૫૬) દેવગુપ્તસૂરિસુ પત્રિરસ પટ્ટ અલોભિત. વસુ૦ ૧૯
સાયકમુનિ પટ્ટ (૫૭) સિદ્ધસૂરિ શરનાગત ત્રાતા,
(૫૮) કક્કસૂરિ શરસિદ્ધિ પટ્ટ ગુનજ્ઞાન વિધાતા;
(૫૯) દેવગુપ્તસૂરિસુ પટ્ટ ઇષુનિધિ સિદ્ધિદાતા,
રસનભ પટ્ટારૂઢ (૬૦) સિદ્ધસૂરિ જગખ્યાતા. વસુ૦ ૨૦

ઋતુવિધુ પટ્ટારૂઢ (૬૧) કક્કસૂરિ જિનમંડન,
(૬૨) દેવગુપ્તસૂરિસુ પટ્ટ રસ ભુજ અઘખંડન;
રાગરાંમ પટ્ટ (૬૩) સિદ્ધસૂરિ પૂરન ગુનવન્તહું,
શાસ્ત્રવેદ પટ (૬૪) કક્કસૂરિ જપ તપ જસમન્તહુ. વસુ૦ ૨૧

(૬૫) દેવગુપ્તસૂરિસુ પટ્ટ રસશર શુભ ધારિઉ,
તીર્થાટન કર દેશ લાટિ ભકતનકો તારિઉ;
દંર્શનદર્શન પટ્ટ (૬૬) સિદ્ધસૂરિ જબ લિન્ના,
**આદિનાથકો** પૂજ્ય પ્રતિષ્ઠાપન જિન કિન્ના. વસુ૦ ૨૨

રસઋષિ પટ્ટારૂઢ (૬૭) કક્કસૂરિ તપ ધારિય,
તિન કિય ગચ્છપ્રબંધ સકલ સાધુન સુખકારિય;
(૬૮) દેવગુપ્તસૂરિસુ પટ્ટ ષટવસુ બુદ્ધિવારિધિ,
(૬૯) સિદ્ધસૂરિ મુનિરાજ પટ્ટ વડભાગ રાગનિધિ. વસુ૦ ૨૩

મુનિનભ પટ્ટારૂઢ (૭૦) કક્કસૂરિ બુદ્ધિસાગર,
ઈતિ વિનાશન કરન શરન ભય હરન ય નાગર;
(૭૧) દેવગુપ્તસૂરિસુ પટ્ટ ઋષિરસા સુજાનિય,
સ્વરલોચન પટ્ટ (૭૨) સિદ્ધસૂરિ દુઃખ મોચન માંનીય. વસુ૦ ૨૪

દ્વીપદેવ પટ્ટ (૭૩) કક્કસૂરિ જપ તપ ધારિય,
(૭૪) દેવગુપ્તસૂરિસુ પટ્ટ ઋષિવેદ વિચારિય;
તાલુત્રિલોચનવદન (૭૫) સિદ્ધસૂરિ પટ માંનહુ,
(૭૬) કક્કસૂરિ ગુનભૂરિ પટ્ટ મુનિરસ પહિચાનહુ. વસુ૦ ૨૫

(૭૭) દેવગુપ્તસૂરિસુ પટ્ટ પુનિ મુનિમુનિ મન્નિય,
ઋષિવસુ પટ્ટારૂઢ (૭૮) સિદ્ધસૂરિ ચિત અન્નિય;
તરુનિધિ પટ્ટપ્રવિષ્ટ (૭૯) કક્કસૂરિ ચિત લાવહુ,
દિગ્ગજનંભ પટ્ટ (૮૦) દેવગુપ્તસૂરિ ગુન ગાવહુ. વસુ૦ ૨૬

સિદ્ધિઅવનિ પટ્ટ (૮૧) સિદ્ધસૂરિ સંતનકુલભૂષન,
ભૂધરભૂજ પટ્ટ (૮૨) કક્કસૂરિ પૂરનતપપૂષન;
વિધિલોચનગુન (૮૩) દેવગુપ્તસૂરિ પટમંડન,
પાવન પૂજ્ય પ્રતાપ, ભવિજન ભયખંડન.

વસુદેવ (૮૪) સંખ્ય જિણુ પટ્ટ, અવરાજત શુભ જિનધર્મધર;
સચ્ચિયાય ચરણુ સેવન નિરત, સિદ્ધસૂરિ શ્રી પૂજ્યવર. ૨૭

## દોહા—સોરઠા

સિદ્ધસૂરિ શ્રી પૂજ્યવર, કોમલ ગચ્છાધીશ,
વિરચી યહ પટ્ટાવલી, જાસુ વચનધર શીસ. ૧

જો નર યા પટ્ટાવલી, પઢહ સુનહિ ચિત ધાર;
સો પાવત સંસારમેં, શીઘ્ર પદારથ ચાર. ૨

ગનિયત બહુ ગ્રંથ મહીં, વક્ર ગતીતૈં અંકુ;
યામૈ તો ઋજુ રીતતૈં, ગુનિગન ગનો નિશંક. ૩

ચૈત્ર શુકલ તૃતીયાસ દિન, ચંદનંદરસવ્યોમ (૧૯૬૦)
લિખી યહ પટ્ટાવલી, વત્સર વાસર ભોમ. ૪

॥ ઈતિ સંપૂર્ણ: ॥

## મુનિરાજ શ્રી દર્શનવિજયજીવિરચિત

# કલ્પસૂત્રવર્ણિત સ્થવિરાવલી

(રાગ-મલ્હાર: નન્દ કે લાલા હો મતવાલા)

શ્રી મહાવીરકી પાટપરંપરા, સૂરિ મુનિકો નમો નમો;
નિર્ગ્રન્થ કૌટિક ચંદ્ર વનોટ્સ, તપસ્વી મુનિકો નમો નમો. (ટેક)

પાંચવે ગણધર સ્વામી સુધર્મા ૧, કેવલી જમ્બૂકો ૨ નમો નમો;
પ્રભવ ૩ શય્યંભવ ૪ શ્રી યશોભદ્રો ૫, સંભૂતિસૂરિકો ૬.
નમો નમો. શ્રી૦ ૧

સ્થૂલભદ્રજી ૭ સુહસ્તિસૂરિ ૮, સુસ્થિતસૂરિકો ૯ નમો નમો;
ઇન્દ્રદિન્ન ૧૦ દિન્ન ૧૧ સિંહગિરિજી ૧૨, વજ્રસ્વામીકો ૧૩
નમો નમો. શ્રી૦ ૨

વજ્રસેન ગુરુ ૧૪ પુષ્યગિરિજી ૧૫, ફલ્ગુમિત્રકો ૧૬ નમો નમો;
ધનગિરિ ૧૭ શિવભૂતિ ૧૮ ભદ્ર ૧૯ નક્ષત્ર ૨૦, રક્ષસૂરિકો ૨૧
નમો નમો. શ્રી૦ ૩

નાગ ૨૨ જેહિલ ૨૩ શ્રી વિષ્ણુ ૨૪ કાલક ૨૫, શ્રી સંપલિતકો ૨૬
નમો નમો;
વૃદ્ધ સૂરિ ૨૭ સંઘપાલિત ૨૮ હસ્તિ ૨૯, ધર્મસૂરિકો ૩૦
નમો નમો. શ્રી૦ ૪

હસ્તિ ૩૧ શ્રીધર્મ ૩૨ શ્રીસિંહ ૩૩ શ્રીધર્મ ૩૪, જમ્બૂ ૩૫ નંદિતકો ૩૬
નમો નમો;
દેશી ગણિજી ૩૭ સ્થિરગુપ્તસૂરિ ૩૮, કુમારગુપ્તકો ૩૯
નમો નમો. શ્રી૦ ૫

શ્રી દેવર્ધિક્ષમાશ્રમણજી ૪૦, પૂર્વવેદીકો નમો નમો;
ચારિત્ર દર્શન જ્ઞાનકે સ્વામી, ન્યાયી મુનિકો નમો નમો. શ્રી૦ ૬

---

